શ્રી.

# જ્યોતિષ શિક્ષક.

અથવા

## પોતાની મેળે જ્યોતિષ શીખવાની બુક.

ભાગ ૧ લો તથા બીજો.

મ્હોટા સુધારા વધારા સાથે.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦

રચી પ્રસિદ્ધ કરનાર
હિંમતલાલ ગણુભાઈ માસ્તર.
ભુલેશ્વર—મુંબઇ.



અમદાવાદ.
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૬૯. સને ૧૯૧૩.

કિંમત રૂ. ૧-૮-૦

# આ ગ્રંથકર્તાનાં બીજાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| સુરતની સુંદરી અથવા રમણસુંદરી. | .... | કિં. રૂ. ૧-૦-૦ |
| વખત વખતની છાયા .... | .... .... .... | ,, ૦-૪-૦ |
| પ્રશ્ન ફળ. | .... .... .... .... .... | ,, ૦-૪-૦ |
| અરબસ્તાનની મુસાફરી. | .... .... .... | ,, ૦-૨-૦ |

ઉપરનાં પુસ્તકો નીચે લખેલા સ્થળેથી મળશે.

૧ હિંમતલાલ. જી. માસ્તર.
ભગવતવાડી ઇ. બ્લૉક, ભુલેશ્વર—મુંબઈ.

૨ મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.
કાલબાદેવી—પ્રિન્સેસ સ્ટ્રીટને નાકે, મુંબઇ.

૩ "હિંદવિજય" પત્રની ઓફીસ.
નરસિંહજીની પોળ, વડોદરા.

૪ સુરત અખબાર છાપખાનું.
ભાગાતળાવ—સુરત.

આ સિવાય દરેક મ્હોટાં શહેરોના નામીચા બુકસેલરોને ત્યાંથી મળશે.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

## બે બોલ—જ્યોતિષ ખરૂં કે ખોટું?

ચાલુ જમાનામાં જ્યોતિષ શાસ્ત્ર ઉપરથી ઘણા લોકોની શ્રદ્ધા ઉઠી ગયેલી જણાય છે, અને તેમ થવાનું ખરૂં કારણ હાલના લેભાગુ—ટુટલ ડાલીયા—જ્યોતિષીઓ માલૂમ પડે છે, સબબ કે તેઓને પૂરતી માહીતી નહિ હોવાથી અથવા તો પોતાની કલ્પનાં—શક્તિ કમી હોવાને લીધે ગમે તેમ લાકડે માંકડું વળગાડી દે છે. કેટલાકો ધન, મકર ને કુંભ શીખ્યા એટલે તેઓ પોતે જ્યોતિષ શાસ્ત્રમાં નિપૂણ થઇ ગયા હોય તેમ માને છે. આજના સમયમાં આવો ભાગ વધૂ માલૂમ પડે છે. તેઓ ફક્ત ગમે તેમ ડફાંસ મારી ગપ્પાં સપ્પાં હાંકી—લોકોને ઉંધું ચતું સમજાવી પૈસા કઢાવવાનોજ ધંધો શીખેલાં હોય છે. આવા જ્યોતિષીઓ ખરેખર જ્યોતિષ શાસ્ત્રને બદનામ કરે છે એટલુંજ નહિ પણ તે સાથે તેઓ પોતાના નામને પણ કલંકિત કરે છે, અને તે ઉપરાંત એમ પણ કહેવાને બાધ નથી કે તેઓ ઇશ્વરના પણ ગુન્હેગાર થાય છે.

કેટલાક લોકો 'જ્યોતિષ ખરૂં કે ખોટું' એવો પ્રશ્ન કરતા માલૂમ પડે છે, અટલે કે તેઓ જ્યોતિષને ખરૂં પણ માનતા નથી તેમજ તદ્દન ખોટું પણ કહી શકતા નથી, અને અધવચ ગોથાં ખાય છે. આવા લોકોને જો જ્યોતિષના કેટલાક ચોક્કસ દાખલાઓ જણાવવામાં આવે તો અલ્બત, તેઓ કંઇ પણ શક વગર જ્યોતિષને ખરૂં માન્યા સિવાય રહેજ નહિ. પરંતુ અફસોસની વાત છે કે તેવા વિદ્વાન જ્યોતિષીઓનો સમાગમ હાલમાં મુશ્કેલ થઈ પડયો છે.

કેટલાકો જ્યોતિષને તદ્દન ખોટુંજ માને છે પરંતુ તેમની તે માન્યતા ભૂલભરેલી છે. જ્યોતિષ ખોટું પડવાનાં ઘણાં કારણો છે, તે પૈકીનાં મુખ્ય એ છે કે પ્રથમ તો જન્માક્ષર સંધાયલા હોતા નથી એટલે કે બાળકના જન્મ વખતમાં કંઇ પણ ફેર પડે તો તેથી જન્માક્ષર ખોટા પડે છે. બીજું જ્યોતિષીઓના જ્ઞાનની ખામી અને ત્રીજું તેઓની કમી તર્ક—શક્તિ વિગેરે વિગેરે. જ્યોતિષ જોવામાં જ્ઞાનની

સાથે અનુભવ અને ઘણીજ દીર્ઘ દૃષ્ટિની જરૂર છે. જો દીર્ઘ દૃષ્ટિ અને અનુભવ ન હોય તો જ્ઞાન નિરર્થક જેવું છે, અત્રે એ સંબંધમાં એક દાખલો ઉપયોગી થઇ પડશે:—

એક રાજાને જ્યોતિષનો બહુ શોખ હતો તેથી તે વારંવાર ઘણા જ્યોતિષીઓને પોતાને ત્યાં આમંત્રણ કરતો હતો. એક જોશીએ રાજાને જણાવ્યું કે આ વર્ષમાં તમારા રાજમહેલપર વીજળી પડશે અને તેથી તમારૂં મરણ નીપજશે. આ હકીકતથી રાજા ભયભીત થયો અને તેથી વધુ ખાત્રી કરવા તેણે દેશપરદેશના ઘણા જોશીઓને ભેગા કીધા. સઘળાઓએ એક મતે રાજાને જણાવ્યું કે આ વર્ષમાં વીજળી પડવાથી તમારૂં મ્હોત થશે એ હકીકત ખરી છે. રાજા દીવસે દીવસે આ ચિંતાથી સુકાતો ચાલ્યો અને એક માસમાં કાષ્ટવત્ થઇ ગયો. કોઇ પણ જોશીને આ રાજાની મુલાકા લેવાની છુટ હતી. એક માસ પસાર થતાં એક વિદ્વાન જોશી તે રાજ્યમાં આવી ચઢયો. રાજાની ચિંતાના દુઃખદાયક સમાચાર મળતાં તે રાજાને મળ્યો. રાજાની શંકાનું તેણે એવી રીતે સમાધાન કીધું કે દરેક જોશીનું કહેલું ખરૂં છે પરંતુ તે બાબત તમને લાગુ પડી શકતી નથી. અલબત, આ વર્ષમાં રાજમહેલપર વીજળી પડશે અને ગામનો રાજા નાશ પામશે તે સત્ય છે પરંતુ જો તમે મ્હારા કહેવા મુજબ કરો તો તમારા પ્રાણ બચશે, જો ન બચે તો ગરદન મારજો. આ જોશીના આવા હિંમત ભર્યા શબ્દોથી રાજાની ચિંતા ઓછી થઇ અને તેમની કોઇ પણ આજ્ઞાને પોતે તાબે થવા તૈયાર છે એમ જણાવ્યું. બાદ તે જોશીએ રાજાના જેવુંજ એક બાવલું–પૂતળું તાકીદે તૈયાર કરાવ્યું અને તે પૂતળાને રાજગાદીપર સ્થાપિત કીધું. બાદ જોશીના કહેવાથી રાજાએ નગરમાં એવો ઢંઢેરો પીટાવ્યો કે "દરેક મનુષ્યે એ બાવલાનેજ ખાસ પોતાના રાજા તરીકે માની તેનેજ સલામ કરવી, હું આજથી રાજા નથી, મ્હને રાજા તરીકે ગણવો નહિ તેમ સલામ પણ ન કરવી, આ હુકમનો કોઇ પણ અનાદર કરશે ત્હેને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવશે." આ પ્રમાણે વ્યવસ્થા કરી પ્રધાનને લગામ સોંપી રાજા તથા જોશી શહેરથી ત્રણ ચાર માઇલ છેટે આવેલા એક ગામડાંમાં આવ્યા અને ત્યાંજ થોડાક મહિના પુસાર કરવા ઠરાવ કર્યો. ભવિષ્ય વાણી પ્રમાણે રાજાના રાજમહેલપર વીજળી પડી અને બાવલા તરીકે બેઠેલો

રાજા એટલે બાવલાનો નાશ થયો, અને ખરો રાજા બચી ગયો. બાદ રાજાએ પોતાનું રાજ્ય સંભાળી લીધું અને તે જોશીને ઘણું સારૂં ઇનામ આપી રાજજ્યોષી તરીકે ત્હેને પોતાના રાજ્યમાં કાયમ કર્યો. વાંચક આ ઉપરથી જોશે કે જ્યોતિષમાં કલ્પના-શક્તિ અને અનુભવની ખાસ જરૂર છે.

ટુંકામાં જણાવવાનું કે જ્યોતિષ ખરૂં છે, ખોટું નથી. હાલમાં પણ જે ચંદ્ર સૂર્ય ગ્રહણ થાય છે તે પણ ચોકસ વખતેજ થાય છે, ત્યારે જો ગણત્રી ખોટી હોય આ શાસ્ત્રનો આધાર ખોટો હોય તો દાખલા મળતા આવેજ નહિ.

હવે આ પુસ્તકમાં જ્યોતિષ સંબંધી જે કંઇ પણ લખવામાં આવ્યું છે તે જ્યોતિષના ઈંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, તેમજ જૈન જ્યોતિષના માગધી ભાષા વિગેરેના ગ્રંથોના આધારથી બારીક તત્વ ખેંચી તેમજ અનુભવથી લખવામાં આવ્યું છે. વળી તે એવી સરળ રીતે છે કે, જ્યોતિષનું કંઈ પણ જ્ઞાન નહિ ધરાવનાર જો એક બે વખત આ પુસ્તક ધ્યાનથી વાંચે તો તે જ્યોતિષનું જ્ઞાન સંપાદન કરી શકશે એટલુંજ નહિ પણ તેના ખરા તત્વને પણ શમજી શકશે. આ પુસ્તકના પ્રથમ ભાગને જો ઉત્તેજન મળશે તો થોડાક વખતમાં બીજો ભાગ તાકીદે બહાર પાડવામાં આવશે કારણ કે બીજો ભાગ લખીને તૈયારજ રાખવામાં આવેલો છે.

જ્યોતિષ એવું ગંભીર છે કે ભલભલા વિદ્વાનો પણ એમાં ગોથાં ખાય છે, હમો પોતે પણ ભૂલને પાત્ર છીએ તેમાં નવાઇ જેવું નથી. પ્રુફ તપાસવામાં અથવા તો લખાણ સંબંધમાં મ્હારી કંઇ પણ ભુલ-ચુક થઇ હોય તે તરફ નહિ જોતાં હરેક જણ આ પુસ્તકને ઉત્તેજન આપશે તો મ્હારો પ્રયાસ સફળ થયો ગણાશે.

છેવટે જ્યોતિષ જ્ઞાનનો મ્હને શોખ લગાડનાર, મ્હારા સ્નેહી **સોમેશ્વર ગોપાલજી જોશીનો** આ સ્થળે આભાર માની આ પ્રસ્તાવના બંધ કરૂં છું.

**સુરત,**
**તા૦ ૧ લી માર્ચ ૧૯૦૯.**

**લી૦ ગ્રંથકર્તા.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકનો પ્રથમ ભાગ શરૂઆતમાં રૉયલ સોળ પેજી સાઇ-ઝમાં કાચા પૂઠામાં બહાર પાડવામાં આવ્યો હતો અને તેની કિંમત રૂપીઓ એક રાખવામાં આવી હતી. બીજો ભાગ લખેલો તૈયાર હતો અને જો પ્રથમ ભાગને ઉત્તેજન મળશે તો તે તાકીદે બહાર પાડ-વામાં આવશે, એમ આ પુસ્તકની પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું હતું.

આ પુસ્તકનો પ્રથમ ભાગ બહાર પડતાં ત્રણ માસની મુદતમાં બ્હોળો ઉઠાવ થઇ ગયો હતો, જે માટે મ્હેં સ્વપ્નામાં પણ આશા રાખી નહિ હતી. પ્રથમ ભાગ ખરીદનાર ગ્રહસ્થો પૈકી સંખ્યાબંધ ગ્રહસ્થોના પત્રો મ્હને મળવા લાગ્યા, જેમાં બીજો ભાગ તાકીદે પ્રસિદ્ધ કરવા માટે જણાવવામાં આવતું હતું. આવું નહિ ધારેલું ઉત્તેજન મળવાથી બીજો ભાગ હું પ્રસિદ્ધ કરવાની તૈયારીમાં હતો, દરમ્યાન એક સંસારિક મહાન્ અડચણ આવી પડવાથી તે કાર્ય તરતને માટે વેગળું મૂકવાની જરૂર પડી; અને તે પછી કેટલીક સંસારિક મુશ્કેલીઓ અને ગુંચવણોને લીધે પડતા મૂકેલા કાર્યને અત્યાર સુધી હાથ ધરવાનો પ્રસંગ મળ્યો નહિ.

આ પુસ્તકનો બીજો ભાગ જુદાજ પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાનો મ્હારો પ્રથમ નિર્ણય હતો, પરંતુ પ્રથમ ભાગ ખરીદ કરનારા ગ્રહ-સ્થો પૈકી કેટલાકો તેમજ અન્ય ગ્રહસ્થોએ મ્હને એવી સૂચના કીધી કે પ્રથમ પુસ્તકની રૂપીઆ એકની કિંમત જરા વધારે પડતી છે તેથી જો કિંમતમાં ઘટાડો કરવામાં આવે તો ઘણા લોકો એ પુસ્ત-કનો લાભ લઇ શકે, તેમજ તે સાથે કેટલાકોએ એવી પણ સૂચના કીધી કે બંને પુસ્તક જુદા કરવા કરતાં એકત્ર બહાર પાડવામાં આવે તો વધારે સવળતા અને સરળતા થઇ પડે. એકંદર મ્હને પણ તે વ્યાજબી લાગવાથી બંને ભાગ સામટાજ—એકત્ર પ્રસિદ્ધ કરવાનો

મ્હારો વિચાર દૃઢ થયો; કારણ કે તેમ કરવાથી કિંમતમાં ઘટાડો કરવાને બની શકે, અને તેથી તેનો બહોળો ફેલાવો પણ થઇ શકે.

આ પુસ્તકને જેમ બને તેમ વધારે સરલ કરવાને બનતું લક્ષ આપવામાં આવ્યું છે અને તેથી પ્રથમ ભાગમાં શરૂઆતમાંજ કેટ્લાક પાનાનો ઉમેરો કરવામાં આવ્યો છે તેમજ તેની અંદર પ્રસંગે પ્રસંગે જરૂરી વધારો તથા સહજ ફેરફાર પણ કરવામાં આવ્યો છે.

બંને ભાગ સામટા બહાર પાડેલા હોવાથી તેની અસલ સાઈઝમાં પણ ફેરફાર કીધો છે અને બંને ભાગની જુદી જુદી કિંમત જે રૂપીઆ બે થાત તેને બદલે રૂપીઓ દોઢ રાખી છે અને તે સાથે બાઇન્ડીંગ પણ પાકું કીધેલું છે જે વાંચકની નજર બહાર નથી.

પનોતીની બાબત જે પ્રથમ ભાગના છેલ્લા પાનાપર આપવામાં આવી છે તેને જો કે જોશીઓનો મ્હોટો ભાગ યોગ્ય ગણે છે, પરંતુ માર્તંડમાં તે બાબત માન્ય કરી નથી તેથી શુદ્ધિપત્રક નીચે તે વિષે ખુલાસો કરવામાં આવ્યો છે.

આ પુસ્તકના પ્રથમ ભાગ વિષે જે અભિપ્રાય મળેલા છે તે અત્રે દાખલ કરવામાં આવ્યા છે.

આ પુસ્તકમાં જે કોઇ ગ્રહસ્થને જે કંઈ ભૂલ અથવા સુધારો વધારો કરવા જેવું જણાય તેઓ મહેરબાની કરી સૂચના કરશે તો આભાર થશે, અને તે પ્રમાણે ભવિષ્ય આવૃત્તિમાં સુધારો કરવામાં આવશે.

આ પુસ્તકમાં મ્હારા સ્નેહી, **જોશી સોમેશ્વર ગોપાળજી કપડવંજવાળાએ** મદદ કરી છે તેમનો અંતઃકરણથી આભાર માનું છું.

મુંબઇ.
તા. ૧ લી ઑગષ્ટ. ૧૯૧૩. } **એચ. જી. માસ્તર.**



# અનુક્રમણિકા.

# જ્યોતિષ શિક્ષક વિષે મળેલા વિવિધ અભિપ્રાય તથા રીવ્યુઝ.

કાલુપુર, અમદાવાદ.
તા. ૧૦ મી મે ૧૯૦૯.

મે. શેઠજી હિંમતલાલભાઈની સેવામાં,
નાણાવટ, સુરત.

સાહેબ,

આપે મોકલેલું વી. પી. સ્વીકાર્યું છે તે જાણશોજી. બીજું તમારો "જ્યોતિષ શિક્ષક"નો પહેલો ભાગ મેં વાંચ્યો છે અને જણાવવાને મ્હોટી ખુશી ઉપજે છે કે બુકના નામ પ્રમાણે તેના ગુણ છે. દરેક માણસ તે બુક વાંચવાથી સહેલથી જ્યોતિષ વિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. પહેલા ભાગમાં આપેલી જાહેરાત પ્રમાણે બીજો ભાગ તૈયાર થશે તો તેનો ઘણો ઉઠાવ થશે, પરંતુ બંને બુકોની કીંમતમાં થોડો ઘટાડો થાય તો ઠીક વિગેરે.

હું છું તમારો,
**હરીલાલ. સી. મહેતા.**
એન્જીનીયર.

---

મૂળીલા, ( કાઠીયાવાડ )
તા. ૧૨–૫–૧૯૦૯

મે. હિંમતલાલભાઇની સેવામાં,
સુરત.

વિ. આપના તરફથી આવેલું પુસ્તક સ્વીકાર્યું છે. તેમાં આપેલી બાબતો ઠીક છે. પ્રથમ ભાગમાં જન્મકુંડળી બનાવવાની તથા દરેક લગ્ન લેવાની રીતિ વિગેરે આપી નથી. જો તે બીજા ભાગમાં આપવા આપે વિચાર રાખ્યો હશે તો ગ્રાહકોને આશિર્વાદરૂપ થઇ પડશે વિગેરે.

જ્યોતિષ શિક્ષક બીજો ભાગ બહાર પડે કે તરતજ વી. પી. થી નીચેને શિરનામે મોકલી આપશો.

લી. **લાલજી રામેશ્વર જ્યોતિષી**
ના દંડવત સ્વીકારશો.

---

કાંપટા, તા. ૮ મી જુલાઈ સને ૧૯૦૯.

મુહેરબાન ભાઈ,
એચ. જી. માસ્તર જોગ.
નાણાવટ, સુરત.

જત તમોએ મોકલાવેલો જ્યોતિષ શિક્ષકનો પહેલો ભાગ પહોંચ્યો છે

અને ઘણોજ ઉપયોગી થઇ પડયો છે. મહેરબાની કરી એક નકલ ભાગ બીજાની તૈયાર થવે જરૂર વી. પી. થી મોકલાવજોજી.

લી. મંચેરશા બેરામજી રાઇટર
ની સલામ વાંચજોજી.

---

રેસીડન્સી રોડ, દખણ હૈદ્રાબાદ.
તા. ૧૫-૭-૦૯

મહેરબાન સાહેબ,

**એચ. જી. માસ્તર જોગ.**

મુ. **સુરત.**

તમારી ધી "જ્યોતિષ શિક્ષક" નામની ચોપડી મળી છે. નવા શીખાઉ માટે એ ઉપયોગી છે. જ્યોતિષ શાસ્ત્રનો ફેલાવો બહુ બહોળો થવો જોઇએ અને તે માટે પુસ્તકો બહુ થોડી કિંમતનાં રાખવાં જોઇએ, જેથી ગરીબો પણ તેનો છુટથી ઉપયોગ કરે અને તેઓને જ્યોતિષની સચ્ચાઇ સિદ્ધ કરવાની તક મળે.

હું પણ આજ ઘણા વર્ષોથી Astrology, (જ્યોતિષ) Palmistry, (સામુદ્રિક) તેમજ Phrenology, (મસ્તક વિદ્યા)નો અભ્યાસી છું. આજના જ્યોતિષીઓ પેટ ભરવા ખાતર એ વિદ્યામાં જેટલા જોઇએ તેટલા ઉંડા જતા નથી તેમજ પોતે બીજાઓ માટે જે કહેલું તેની નોંધ પણ રાખતા નથી તેમજ કુંડળીઓનો સંગ્રહ કરી નવું પણ શોધી કાઢતા નથી. ભાઇ, બેન, બચ્ચાં વિગેરેની સંખ્યા કહેવી એ ઘણું મુસ્કેલ છે, અને ગ્રંથોના આધારે તે માફક કદી મળતું આવતું નથી. ચોક્કસ સંખ્યા કહેવી એ જ્યોતિષની બહાર છે, એમ અનુભવથી સિદ્ધ થાય છે. માટે જો તમો સાહેબ બીજો ભાગ બહાર પાડો તો અનુભવીક વધુ લખવાની તસ્દી લેશો, જેથી બીજાઓને વાંચતાં વાર પોતાની જન્મપત્રીપરથી બની આવે.

તમારૂં લખાણુ પારસી ભાઇઓ માટે સહેલું છે, કારણ જે બીજા હિંદુ ગૃહસ્થોની માફક તેમાં ઘણા સંસ્કૃત બોલો ઘુસાડી દીધા નથી.

બીજા ભાગ માટે મ્હારૂં નામ રજીસ્ટર કરજો, ને છપાયા પછી મોકલશોજી વિગેરે વિગેરે.

તમારા કામમાં શુભ ફત્તેહ ઇચ્છુ છું.

લી. દુવાગીર,
**સોરાબ એ. રીપૉર્ટર.**

---

પારોજવીલા-દારજીલીંગ.
તા. ૨૭-૭-૧૯૦૫

સદા મહેરબાન માનવંત નેકનામ,
**શેઠજી સાહેબ એચ. જી. માસ્તર.**
**સુરત.**

બીજાું તમોએ વી. પી. મારફતે મોકલાવેલો જ્યોતિષ શિક્ષકનો પહેલો ભાગ મળ્યો છે, વાંચી તદન વાકેફ થયો છું જી. બુક ઘણી સારી છેજી.

શેઠજી, મહેરબાની કરીને આ કાગળ વાંચી જેમ બને તેમ જલ્દીથી વી. પી થી ભાગ ૨ જો મોકલવા મહેરબાની કરશોજી. જો બીજો ભાગ છાપવાનો હોય તો છપાવીને મોકલજોજી, અને એ સારૂ જે બી કંઇ એક-સ્ટ્રા ખર્ચ થશે તે હું તમો સાહેબના લખવા મુજબ વી. પી. સાથે આપી દઇશ. વિગેરે વિગેરે.

લી. દુવાગીર સેવક,
**સોરાબ હોરમસજી સુધ**
ની સલામ કબુલ કરશોજી.

---

ખપાટીયા ચકલા, **સુરત.**
તા. ૧૦ મી ઑગ. સને ૧૯૦૯

**મી. એચ. જી. માસ્તર જોગ.**
નાણાવટ, **સુરત.**

તમારી જ્યોતિષ શિક્ષકની બુક મને મળી છે. પદ્ધતિ ઘણીજ સારી છે. પ્રથમ ભાગમાં આપેલી જાહેરાત મુજબ બીજા ભાગમાં ગોઠવણ કરવામાં આવશે તો તે ઘણી લોકપ્રિય થઇ પડશે.

લી. આપનો,
**ડૉ. મગનલાલ. વી. મોદીની**
સલામ.

---

**બીના,** તા. ૧૮-૮-૦૯

**મહેરબાન માસ્તર સાહેબ હિંમતલાલ.**
**સુરત.**

જત આપ સાહેબને લખવાનું કે આપની છપાયેલી જ્યોતિષ બુક જે હમોએ મંગાવી હતી તે હમોને બરાબર પુગી છેજી, અને તે વાંચવાથી અમને ઘણીજ ઉપયોગી થઇ પડી છેજી વિગેરે.

લી. દુવાગીર,
**ડાસાભાઈ બેજનજી ડ્રાઇવર.**
જી. આઇ. પી. રેલ્વે.

લખનૌ, તા. ૨-૯-૧૯૦૯

મહેરબાન સાહેબ

**એચ. જી. માસ્તર જોગ.**

સુરત.

જત લખવા કારણ એ છે જે ભવિષ્ય જાણવા માટે જ્યોતિષ શિક્ષકની ચોપડી હમોએ મંગાવેલી, જે તમોએ મોકલી તે પહોંચી છેજી.

બીજો ભાગ એજ ચોપડીનો તમો છપાવીને તૈયાર કરો તે વખતે એક ચોપડી હમોને વી. પી. પી. થી મોકલી આપજોજી.

તમારો પ્રથમ ભાગ શરૂઆતને માટે ઠીક છેજી.

લી. દુવાગો,

**પાલનજી હોરમજજી દામકેવાળાના**

દુવાસલામ વાંચજોજી.

---

ઝવેરી બજાર, મુંબઇ.

તા. ૧૨-૧૨-૦૯

મે. બાબુ શ્રી

**એચ. જી. માસ્તર જોગ.**

નાણાવટ, સુરત.

વિ. તમોએ મોકલેલી જ્યોતિષની બુક વી. પી. દ્વારા મળી છે તેનાં નાણાં પોષ્ટમેનને આપ્યાં છે તે જાણશો. પ્રથમ ભાગ એવો તો સરળ છે કે જેને જ્યોતિષ શાસ્ત્રનું બીલકુલ જ્ઞાન નહિ હોય તે પણ સહેલાઇથી સમજી શકે એમ છે. બીજા ભાગમાં જે ગોઠવણી રાખવાનું તમો પ્રથમ ભાગમાં છપાવો છો તે પ્રમાણે થશે તો ઘણીજ આવકારદાયક થઇ પડશે.

લી. **મગનલાલ કે. ઝવેરીની**

સલામ વાંચજો.

---

**તાંગુ. ( બરમા )**

તા. ૧૯-૧-૧૦

**મેહેરબાન એચ. જી. માસ્તર.**

સુરત.

મેહેરબાન સાહેબ,

તમોએ હમારી ઉપર જ્યોતિષ શિક્ષકનો પહેલો ભાગ મોકુલી આપીયો તે વાંચવાથી હમોને ઘણોજ સારો અનુભવ મળ્યો છે, વાસ્તે મહેરબાની

કરી જ્યોતિષ શિક્ષકનો બીજો ભાગ તૈયાર હોય તો મોકલી આપશોજી, અગર નહિ તૈયાર હોય તો મ્હારા નામ ઉપર એક ચોપડી મોકલી આપવા સારૂ મારૂં નામ રજીસ્ટર કરી રાખશોજી. હાલ એજ.

લી. દુવાગીર,
**પીરોજશા સોરાબજી**
ની સલામ.
ડ્રાઇવર–બરમા રેલ્વે.

---

શ્રી ૧I.

સ્વસ્તિ શ્રી **સૂર્યપુર** નગરે **રા. રા. ભાઇ શ્રી હિંમતલાલની** સેવામાં, જોગ શ્રી હળોલથી લી. જોશી મગનલાલ મહાશંકરના આશીરવાદ વાંચજો. વિનંતી વિશેષ કે તમારી જ્યોતિષ શિક્ષક નામની ચોપડીનો પ્રથમ ભાગ મને મળ્યો છે. વાંચી જોતાં મને જણાય છે કે એ ચોપડી સામાન્ય પ્રજાને ઘણી ઉપયોગી છે, કારણ કે તેની અંદર તમોએ ઘણી સહેલી ભાષા વાપરી છે અને વળી તે તદ્દન સરળ ગુજરાતી ભાષા હોવાથી ઘણી સહેલાઇથી સમજી શકાય તેમ છે.

એ બુકનો બીજો ભાગ જ્યારે બહાર પડે ત્યારે ટપાલમાં મને મોકલી આપશોજી. તમારી બુક મળેથી હું ટપાલવાળાને નાણું આપી દઇશ.

એ ચોપડીની કીંમતમાં જરા ઘટાડો થાય તો વધારે સારૂં, વિગેરે. એજ સંવત ૧૯૬૬ ના પોષ શુદ ૧૦ ને વાર ગુરૂ.

---

43, Great Western Hotel,
**Bombay**, 31st July 1910.

To,

**H. G. Master Esqr.**
Girgaum, **Bombay.**

Dear Sir,

I don't think you have forgotton the correspondence we had regarding your book of "Jyotish Sikshak" about the middle of February 10 and to that effect I, having given to understand and being recommended by my friends about your said book,

beg to write to you that please send me one copy of "Jyotish Sikshak" which costs Re. 1/- by V. P. P. to-morrow certain and also please let me know when the 2nd. part of the same is published, if not when will it be ready. If you cannot spare 1st. part please let me know, so that I may get it from any shop.

Hope you will give your prompt attention.

Yours Faithfully,

**S. A. Mehta.**

---

**ઉપરના કાગળનો તરજુમો.**

નં. ૪૩, ગ્રેટ વેસ્ટર્ન હૉટલ,
**મુંબઈ** તા. ૩૧ જુલાઇ ૧૯૧૦

**રા. રા. એચ. જી. માસ્તર.**
ગીરગામ—**મુંબઈ.**

પ્યારા સાહેબ,

તમારી "જ્યોતિષ શિક્ષક" બુક વિષે ફેબ્રુઆરી મહિનાની અધવચમાં આપણા વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર તમો ભૂલી ગયા હો એમ હું ધારતો નથી.

તમારી એ બુકના સંબંધમાં મ્હારા મિત્રોએ ભલામણ કરવાથી, તેમજ મને પોતાને પણ તેમ માલૂમ પડવાથી હું આપને લખી જણાવું છું કે મહેરબાની કરીને જ્યોતિષ શિક્ષકની એક નકલ રૂપિયા એકની કિંમતવાળી, આવતી કાલે જરૂર વી૦ પી૦ થી મોકલી આપશો અને એ બુકનો બીજો ભાગ કયારે બહાર પડનાર છે અથવા ક્યારે તૈયાર થશે, તે પણ મહેરબાની કરી જણાવશો. જો તમારી પાસે પહેલા ભાગની નકલ સિલીકમાં ન હોય તો તેમ જણાવશો એટલે હું કોઇ પણ દુકાનમાંથી મેળવી લઇશ.

આશા રાખું છું કે તમો તરત ધ્યાન આપશો.

તમારો નિમકહલાલ,

**એસ૦ એ૦ મહેતા.**

---

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭ | ૧૦ | દ્વિભાવ. | દ્વિસ્વભાવ. |
| ૮ | ૧૫ | દ્વિભાવ. | દ્વિસ્વભાવ. |
| ૧૦ | ૯ મી લીટી પછી–કર્કરાશિ કરચલાના જેવી છે, એટલું વધારો. | | |
| ૧૦ | ૨૩ | ક્ષુદ્ર. | શુદ્ર. |
| ૧૧ | ૧૨ મી લીટીમાં–કુંભ રાશિ ઢીંચણુ નીચેના ભાગમાં રહેલી છે એમ વાંચવું. | | |
| ૧૧ | ૨૬ | કુવામાં. | જળમાં. |
| ૧૩ | ૮ | મ,ઠ. | મ,ટ. |
| ૧૩ | ૯ | પ,ટ,ણુ. | પ,ઠ,ણુ. |
| ૧૩ | ૨૪ | આરંભીને પહેલી. | આરંભીને શ્રવણુની પહેલી. |
| ૧૪ | ૨૩ | મૃગા. | મૃગશીર્ષ. |
| ૧૪ | ૨૬ | આદ્રા. | આર્દ્રા. |
| ૧૭ | ૧૭ | પૂર્વાભાદ્રાપદ. | પૂર્વાભાદ્રપદ. |
| ૨૮ | ૫ | આપોલિકમ. | આપોક્લિમ. |
| ૪૦ | ૨૨ | ૧ | ૧/૨ |
| ૯૧ | ૨૬ | સાતમુ. | આઠમું. |
| ૧૧૯ | ૧૩ | દુર્ધરાઢ્ય. | દુર્ધરા. |
| ૧૨૦ | ૧૩ | વોષીક્ર. | વોષી. |
| ૧૨૦ | ૧૫ | વેષીન. | વેષી |
| ૧૨૦ | ૨૦ | દુર્ધરાઢ્ય. | દુર્ધરા. |
| ૧૩૨ | ૫ | મંળગ. | મંગળ. |
| ૧૩૬ | ૩ | મહાદશા. | મહાદશાના. |
| ૧૫૭ | ૧૦ | શુક. | શુક્ર. |

૬૩ મા પાનાપર પનોતીના સંબંધમાં ૭–૮–૯–૧૦ એ લીટીઓમાં ચંદ્રને બદલે, ચાલતો સૂર્ય, એમ વાંચવું. કારણુ કે માર્તંડમાં તે પ્રમાણે જણાવેલું છે.

# જ્યોતિષ શિક્ષક

અથવા

## પોતાની મેળે જ્યોતિષ શીખવાની બુક.

---

### પ્રથમ ભાગ.

---

ગૃહ, રાશિ, ભાવ, લગ્ન, કુંડલી, ચલિત.—એ શી શી વસ્તુઓ છે તેનું પ્રથમ સ્વલ્પ દિગ્દર્શન કરવાની જરૂર છે.

(૧) ગ્રહ–ગ્રહ શબ્દ ગૃહ્ એ ધાતુ ઉપરથી પડેલ છે. ગૃહ્-ગૃણ્ એટલે to catch or receive ગ્રહણ કરવું, એવો અર્થ થાય છે, માટે જે વસ્તુ પોતાની સત્તામાં લે છે તેનું નામ ગ્રહ છે. કોઈ પણ મનુષ્ય, પ્રાણી, વનસ્પતિ ઈત્યાદિ તેની સત્તાની બહાર નથી, એટલે કે તે સત્તા–એવી સત્તા ઈશ્વરી–સત્તા છે, ને ગ્રહો તે સત્તાના અંશભૂત છે, તે એવી રીતે કે Every thing moves by a fixed Law &c.

સકળ સૃષ્ટિ પંચ મહાભૂત અને પુરૂષ તથા પ્રકૃતિથી બંધાયેલ છે, તેની અસર કુદરતમાં ગ્રહોદ્વારા નીચે પ્રમાણે થાય છે;–

સૂર્ય—એ પુરૂષ–બ્રહ્મ–મહાન્ તેજ છે.

ચંદ્ર—એ પ્રકૃતિ–માયા–મહાન્ જળ છે.

મંગળ—અગ્નિ તત્ત્વ છે.

બુધ—પૃથ્વી તત્ત્વ છે.

ગુરૂ—આકાશ તત્ત્વ છે.

શુક્ર—જળ તત્ત્વ છે.

શનિ—વાયુ તત્ત્વ છે.

રાહુ—અંધકાર છે.

અગ્નિ, પૃથ્વી, આકાશ, જળ અને વાયુ એ પંચ મહાભૂત છે.

હવે તેથી ગ્રહોની અસર, સૂર્યનાં કિરણો તેના ઉપર જવાથી અને તે કિરણો પૃથ્વી ઉપર આવવાથી કુદરતમાં પ્રવેશે છે ને આખી સૃષ્ટિમાં વ્યાપ્ત છે. તે તે ગ્રહો પોતાના કર્માનુસાર ભાવીફળ સૂચવે છે. તેઓને કોઇની સાથે કંઇ મૈત્રિ કે દ્વેષભાવ હોતાં નથી, પણ જેમકે જુદે જુદે વખતે કરેલી ખેતીને એકજ વખતે થયેલ વરસાદ અનુકુળ અને પ્રતિકુળ હોય છે તે પ્રમાણે મનુષ્યાદિક ઉપર ગ્રહોની અસર કર્માનુસારે પોતાની મેળેજ થયા કરે છે. ગ્રહોને દોષ દેવો નકામો છે.

( ૨ ) રાશિ–નવે ગ્રહો આકાશમાં રહેલ બાર રાશીથી થયેલ ભામંડળમાં ભમે છે, ને આકાશ ખરૂં જોતાં પ્રથમ તો ૩૬૦ ભાગમાં વહેંચાયેલ છે, તે દરેક ભાગને અંશ એવી સંજ્ઞા આપી છે, તેને કેટલાકોએ ૨૭ નક્ષત્રોમાં પણ વહેંચ્યું છે, ખગોળનો ૨૭ મો ભાગ તેનું નામ નક્ષત્ર છે, ને ૩૬૦મો ભાગ તેનું નામ અંશ છે. હવે તે અંશોને ત્રીશે ભાગતાં બાર રાશિ આવે છે. રાશી શબ્દનો અર્થ સમુહ–જથો થાય છે, માટે દરેક ત્રીશ ત્રીશ અંશનો સમુહ તે રાશિ કહેવાય છે. આવી રીતે ૩૬૦ અંશની બાર રાશિ થાય છે, એટલે ૩૦ અંશની અગર સવાબે નક્ષત્રની એક રાશી થાય છે. સઘળા ગ્રહો અનુક્રમે બારે રાશિઓમાં ભમે છે જ્યારે રાહુ એકલોજ અવળો ભમે છે, કારણ કે પૃથ્વીની છાયા હોવાથી તેની ગતિ અવળી છે.

( ૩ ) ભાવ–ખગોળના બાર ભાગ કલ્પવામાં આવે છે, જે બાર ભાગને ભાવ એ નામ આપવામાં આવે છે. ભાવ એ શબ્દ ભવ્ (ભવ્) ધાતુ ઉપરથી પડેલો છે. ભવ્ એટલે to be થવું–હોવું–બનવું એવો અર્થ છે એટલે જે થનાર, હોનાર અથવા બનનાર વસ્તુ તેનું નામ ફળ કહેવાય, ત્યારે ભાવનો ખરો અર્થ તો ફળ થાય છે. હવે ફળ આપવાને જે ભાગમાં જન્મ વખતે ગ્રહ હોય તેને ભાવ કહે છે. ભાવનો બીજો અર્થ સ્થાન અથવા ભુવન પણ થાય છે. જેમકે જન્મ કુંડળીમાં જે બાર ભાવ હોય છે તેને કેટલાકો ભાવ કહે છે અને કેટલાકો સ્થાન પણ કહે છે.

( ૪ ) લગ્ન–લગ્ન એ શબ્દ લગ્ ધાતુ ઉપરથી પડેલો છે. લગ્

એટલે to touch સ્પર્શ કરવો એવો થાય છે. હવે આકાશમાં લગ્ન એ વસ્તુ ગ્રહ તથા નક્ષત્રની માફક કંઇ પણ નથી પણ પૂર્વ ક્ષિતિજમાં જન્મના વખતે આકાશમાંની રાશિઓ તથા તેની ડીગ્રી એટલે અંશો પૈકી કયી રાશિ તથા કયો અંશ સ્પર્શ કરે છે તેજ લગ્ન તથા લગ્નનો અંશ કહેવાય છે.

( ૫ ) કુંડલી–કુંડલી એ શબ્દનો અર્થ નાભિ–ડુંટી છે. મનુષ્ય વિગેરેમાં નાભિ એ શરીરનું મૂખ્ય સ્થાન છે તે મુજબ કુંડલી એ આકાશ રૂપી શરીરની નાભિ એટલે ડુંટી છે.

હવે કુંડલી માંડવામાં આપણા હિંદુ લોકો અને યુરોપીયનોનો મતભેદ છે. હિંદુઓ લગ્નને પહેલા ભાવનું મધ્યબિંદુ ગણી આજુબાજુના ચોવીસમા ભાગને સંધિ તથા ભાવ અનુક્રમે કલ્પે છે અને યુરોપીયનો તેને આરંભ સ્થાન ગણી બાર ભાવ તથા સંધિ કલ્પે છે તેથી અને સાયન નિર્ણયના ભેદથી આપણી તેમજ તેમની કુંડળીઓ કંઈક ભાગે જૂદીજ આવે છે. તે લોકોમાં ચલિત જૂદું હોતું નથી ને આકાશના ભાવ તથા ગ્રહો હોય છે તેજ આકાર કુંડળીમાં મૂકી દે છે. આ વાત તદ્દન સ્પષ્ટ અને સત્યતા ભરેલી છે પણ આ યુરોપીયન રીતની ભાવ ચલિત કુંડલી કાઢવાની રીતિ ઘણી કઠણ હોવાથી આપણા લોકોએ તેને ચાર ભાગમાં વહેંચી નાખી છે તે એવી રીતે કે ગ્રહ જૂદા રાશિ અંશોથી લખે છે, ભાવ સંધિ સાથે જૂદા લખે છે તથા મૂળ કુંડળી જેને રફ કુંડળી કહે છે તે પ્રથમ લખે છે ને લગ્ન રાશિ મૂકી બાર રાશિમાં જે જે રાશિના તે વખતના ગ્રહો હોય તેને મૂકી દે છે, પછીથી તેને જન્મ કુંડળી કહે છે.

( ૬ ) ચલિત–ત્યારબાદ જે જે સ્થાનમાં તેને મૂકેલ હોય છે તે તે સ્થાનમાં ફળ આપવાને કાયમ રહે છે એટલે કે તેના અંશોના ઓછા વત્તી પ્રમાણમાં તે પહેલાં અને પછીના ભાવમાં–સ્થાનમાં જાય છે, છતાં રાશિ તો તેજ રહે છે પરંતુ સ્થાન બદલાય છે. આવી રીતે ફરીથી કરેલી કુંડળીને ચલિત કુંડળી કહે છે.

ઉપર જણાવ્યા મુજબ ચાર જૂદી જૂદી મતલબોનો એકત્ર ચિતાર યૂરોપીયન રીતની ભાવ ચલિત કુંડળીમાં દેખાય છે.

---

## કુંડળી, રાશિ તથા સ્થાન બાબત.




આ બાજુમાં જણાવેલ તૈયાર કુંડળી છે. તેમાં જણાવેલ ૨–૩–૪–૫–૬ વિગેરે જે આંકડાઓ મૂકેલા છે તે રાશિઓ સમજવી, એટલે કે બેના આંકવાળી બીજી, ત્રણના આંકવાળી ત્રીજી, ચારના આંકવાળી ચોથી વિગેરે વિગેરે રાશિ સમજવી.

કેટલાકો તે આંકને સ્થાન સમજે છે, પણ તેમ સમજવું ભૂલ ભરેલું છે. જ્યાંથી બેનો આંક શરૂ થાય છે ત્યાંથી પ્રથમ સ્થાન જાણવું, કદાચ ત્યાં બેને બદલે બીજો કોઇ પણ આંક હોય તો પણ પ્રથમ સ્થાન તો ત્યાંથીજ ગણવું, એટલે હમેશાં ઉપર જણાવ્યા મુજબ પૂર્વ દિશાથીજ પ્રથમ સ્થાન શરૂ થાય છે. **પ્રથમ સ્થાન એજ લગ્ન સ્થાન** સમજવું. હવે બેના આંકવાળું પહેલું સ્થાન, ત્રણના આંક વાળું બીજું સ્થાન એ પ્રમાણે ગણતાં છેવટ એકના આંકવાળું બારમું સ્થાન જાણવું. દરેક કુંડળીમાં આંકડા તો જુદા જુદાજ હોય છે, પરંતુ સ્થાન તો દરેક કુંડળીમાં એજ પ્રમાણે ગણવામાં આવે છે.

---

## ગ્રહો વિષે કેટલીક સમજ.

ગ્રહો નવ છે તેમનાં નામઃ—૧ રવિ અથવા સૂર્ય ૨ *ચંદ્ર, ૩ મંગળ, ૪, બુધ, ૫ ગુરૂ અથવા બૃહસ્પતિ, ૬ શુક્ર, ૭ શનિ, ૮ રાહુ, ૯ કેતુ.

ચંદ્ર, ગુરૂ અને શુક્ર શુભ ગ્રહો કહેવાય છે. મંગળ, શનિ, રાહુ અને કેતુ પાપ ગ્રહ કહેવાય છે. રવિ ક્રૂર ગ્રહ કહેવાય છે. બુધ,

*શુક્લપક્ષની આઠમથી કૃષ્ણપક્ષની આઠમ સુધી ચંદ્ર શુભ ગણાય છે, બાકીના દીવસે પાપ ગ્રહ તરીકે ગણાય છે.

શુભ અને પાપ ગ્રહ બંને કહેવાય છે એટલે કે જો બુધ શુભ ગ્રહની સાથે હોય તો શુભ ગ્રહ અને પાપ ગ્રહની સાથે હોય તો પાપ ગ્રહ કહેવાય છે. વળી જો બુધ શુભ અને પાપ ગ્રહ બંનેની સાથે હોય તો મિશ્રિતં ફળ આપે છે. બુધ જો પોતે એકલોજ હોય તો તે શુભ ગ્રહ કહેવાય છે.

રવિ, મંગળ અને ગુરૂ પુરૂષ ગ્રહ છે, ચંદ્ર તથા શુક્ર સ્રી ગ્રહ છે. બુધ તથા શનિ નપુંસક ગ્રહ કહેવાય છે. રાહુ અને કેતુ ગણ્યુ પુરૂષ ગ્રહની ગણતરીમાં છે, પરંતુ કેતુ ધડ વગરનો ગ્રહ છે. કેટલાક જ્યોતિષીઓ રાહુ તથા કેતુને ફળાદેશમાં ગ્રહની ગણતરીમાં ગણતા નથી, પરંતુ મ્હોટા ભાગે તો એકલા કેતુનેજ ફળાદેશમાં ગણવામાં આવ્યો નથી, મતલબ કે કેતુ કંઇ પણ ફળ આપી શકતો નથી. રાહુ તો સારૂં નરસું ફળ આપે છે એમ સર્વમાન્ય છે.

---

## ગ્રહોનું સ્વરૂપ અને તે વિષેની સમજ.

૧ સૂર્યનું સ્વરૂપ—પીળી આંખવાળો, શરીરનો બાંધો સારો, સાધારણ ઉંચા કદનો, પીત્ત પ્રકૃતિવાળો થોડા અને આછા વાળવાળો હોય.

૨ ચંદ્રનું સ્વરૂપ—કોમળ અને સુંદર શરીરવાળો, મધ્યમ કદનો, વાત, પીત્ત અને કફની પ્રકૃતિવાળો, બુદ્ધિવાળો, કોમળ વાણીવાળો અને સારા વૈભવવાળો હોય.

૩ મંગળનું સ્વરૂપ—ક્રૂર દૃષ્ટિવાળો, ઉંચા કદનો, ઉદાર, પીત્ત પ્રકૃતિનો, અત્યંત ચંચળ અને પાતળા પેટવાળો હોય છે.

૪ બુધનું સ્વરૂપ—નિરંતર હસમુખો, ત્રિદોષવાળો અને શરીરે ઠીંગણો.

૫ ગુરૂનું સ્વરૂપ—સ્થૂળ ( જાડા ) શરીરવાળો, નીચા કદનો, પીળા કેશ અને પીળી આંખવાળો, શ્રેષ્ઠ બુદ્ધિવાળો, ધર્મ પાળનારો અને કફ પ્રકૃતિનો હોય.

૬ શુક્રનું સ્વરૂપ—સુંદર શરીરવાળો, ઉંચા કદવાળો, સારી આંખો, કફ-વાયુની પ્રકૃતિવાળો, કાળા અને વાંકા કેશવાળો હોય.

૭ શનિનું સ્વરૂપ—આળસુ, કાળી આંખવાળો, દુર્બળ, ઊંચો તથા પાતળા શરીરવાળો, મ્હોટા અને જાડા દાંતવાળો હોય.

ઉપર જણાવેલા ગ્રહોના સ્વરૂપની સમજ એવી છે કે જે મનુષ્યની જન્મકુંડળીમાં, પ્રથમ સ્થાનમાં એટલે દેહસ્થાનમાં ઉપર જણાવેલા પૈકી કોઈપણ ગ્રહ હોય તો તે મનુષ્યનું સ્વરૂપ તે ગ્રહના સ્વરૂપ પ્રમાણે સામાન્ય રીતે મળતું આવે છે. વિશેષમાં એ સાથે એટલું પણ જોવાનું છે કે જો પ્રથમસ્થાનૂ એટલે દેહસ્થાનની આજુબાજુના સ્થાનમાં ઉપર પૈકીનો કોઈપણ બળવાન યા ઉચ્ચ ગ્રહ રહ્યો હોય તો તે ગ્રહના સ્વરૂપ પ્રમાણે તે મનુષ્યનું સ્વરૂપ વિશેષ મળતું આવે છે. બળવાન યા ઉચ્ચ ગ્રહ કોને કહેવો તે વિષેની સમજ આગળ આપવામાં આવી છે.

---

## ગ્રહોના ગુણ તથા રંગ, અને તે વિષેની સમજ.

સૂર્ય, ચંદ્ર અને ગુરૂ એ ત્રણ ગ્રહો સત્વ ગુણી છે, એટલે પરોપકારી, ધૈર્યવાન, દયાવાન, ધાર્મિક, સદાચરણી અને સત્યપંથી છે.

બુધ અને શુક્ર એ બે ગ્રહો રજોગુણી છે, એટલે ડફાંસી, અહંકારી, સ્વછંદી, વૈભવી, કામી અને આનંદી છે.

શનિ અને મંગળ એ બે ગ્રહો તમોગુણી છે, એટલે ક્રોધી, કપટી, કૃતઘ્ની, એદી, અસત્યવાદી, અધર્મી, સ્વાર્થી, હરામી અને દુરાચારી છે.

સૂર્યનો રંગ રાતો—ત્રાંબા જેવો, ચંદ્રનો ગૌર—સફેદ, મંગળનો રક્તગૌર, બુધનો લીલો, ગુરૂનો પીળો, શુક્રનો નહિ ગોરો નહિ કાળો અને શનિનો રંગ કાળો છે.

જે મનુષ્યની જન્મ કુંડળીમાં, લગ્નસ્થાન એટલે પ્રથમ સ્થાનમાં જે ગ્રહ પડયો હોય તે ગ્રહના ગુણ તથા રંગ પ્રમાણે તે મનુષ્યના ગુણ તથા રંગ મળતા આવે છે, વિશેષમાં લગ્ન સ્થાનની આજુબાજુના સ્થાનમાં જો કોઇ બળવાન યા ઉચ્ચ ગ્રહ પડેયો હોય તો તે ગ્રહના ગુણ તથા રંગ વધારે મળતા આવે છે.

---

## રાશિઓ વિષે કેટલીક સમજ.

રાશિઓ બાર છે તેમનાં નામ નીચે મુજબઃ-

૧ મેષ, ૨ વૃષભ અથવા વરખ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક, ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ, ૧૨ મીન.

પહેલી, ચોથી, સાતમી અને દશમી એટલે મેષ, કર્ક, તુલા અને મકર એ રાશિઓને **ચર રાશિ** કહે છે.

બીજી, પાંચમી, આઠમી અને અગીયારમી એટલે વરખ અથવા વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ એ રાશિઓને **સ્થિર રાશિ** કહે છે.

ત્રીજી, છઠ્ઠી, નવમી અને બારમી એટલે મિથુન, કન્યા, ધન અને મીન એ રાશિઓને **દ્વિભાવ રાશિ** કહે છે.

મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ, એ રાશિઓને **વિષમ** અથવા **એકી** રાશિ અથવા ક્રૂર રાશિ પણ કહે છે, અને તેઓ **પુરૂષસંજ્ઞા** તરીકે ગણાય છે, વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર અને મીન, એ રાશિઓને **સમ** અથવા **બેકી** રાશિ કહે છે. આ રાશિઓને **સૌમ્ય** (શુભ) રાશિ પણ કહે છે અને તેઓ **સ્ત્રીસંજ્ઞા** તરીકે ગણાય છે. સંજ્ઞાનો સામાન્ય અર્થ નિશાની- Sign થાય છે.

સિંહ, કન્યા, તુલા અને વૃશ્ચિક એ **દીર્ઘ** ( રાશિ ) સંજ્ઞા ગણાય છે.

કુંભ, મીન, મેષ અને વૃષભ એ લઘુ અથવા **હ્રસ્વ** સંજ્ઞા ગણાય છે.

મિથુન, કર્ક, ધન અને મકર એ **મધ્યમ** સંજ્ઞા ગણાય છે.

મેષ, વરખ, કર્ક, ધન અને મકર, એ પાંચ રાશિઓ **પૃષ્ટોદય** ( રાશિ ) કહેવાય છે.

મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને કુંભ એ રાશિઓ **શિર્ષોદય** કહેવાય છે.

જે રાશિઓ આકાશમાં ઉગતી વખતે પોતાના શરીરના પાછલા ભાગથી ઉગે છે, તેઓ પૃષ્ટોદય કહેવાય છે અને જેઓ પોતાના માથાથી ઉગે છે તે રાશિઓ શિર્ષોદય કહેવાય છે.

મીન રાશી **ઉભયોદય** રાશી કહેવાય છે કારણ કે તે બંને બાજુથી ઉદય પામે છે. તે દિવસ અને રાત્રિ એ બંને વખતે બળવાન છે.

મેષ, વૃષભ અને સિંહ એ **પશુ રાશિ** અથવા **ચતુષ્પદ રાશિ** કહેવાય છે.

મિથુન, કન્યા અને તુલા એ **મનુષ્યરાશિ** કહેવાય છે.

કર્ક અને વૃશ્ચિક એ **કીટ રાશિ** (નહિ મનુષ્ય ને નહિ પશુ) કહેવાય છે.

ધન એ **પશુ** તથા **મનુષ્ય** [બન્ને] રાશિ કહેવાય છે.

કુંભ એ **મનુષ્ય** તથા **જળચર** [બન્ને] રાશિ કહેવાય છે.

મકર અને મીન **જળચર રાશિ** કહેવાય છે.

### ઉપરની રાશિઓનું ફળ.

ચર રાશિ (ચર લગ્ન) માં જે માણુસનો જન્મ થયો હોય તે સ્વભાવે ચંચળ હોય છે.

સ્થિર રાશિમાં ઉત્પન્ન થનાર સ્વભાવે શાંત હોય છે.

દ્વિભાવ રાશિમાં ઉત્પન્ન થનાર સ્વભાવે ચંચળ અને શાંત હોય છે.

ઉપર જણાવેલું ફળ સાધારણ છે, કારણ કે–ધારો કે એક મનુષ્યનો જન્મ સ્થિર રાશિ પૈકી વૃષભ રાશિમાં જન્મં છે, હવે તે રાશિમાં–લગ્નમાં મંગળ, શનિ અથવા રાહુ પૈકી કોઇ પાપગ્રહ પડયો હોય તો તે માણુસ સ્વભાવે શાંત નહિ થતાં ગરમ અથવા ઝાંઝી–ક્રોધી, થશે, કારણ કે તેમાં પડેલા ગ્રહનો ગુણ તે માણુસમાં આવશે.

એકી અથવા ક્રૂર રાશિમાં જન્મેલ માણુસ ચાલાક અને તેજસ્વી હોય છે.

બેકી અથવા સૌમ્ય રાશિમાં જન્મેલ માણુસ નાજુક, શાંત અને ગંભીર હોય છે.

દીર્ઘ સંજ્ઞા, લઘુસંજ્ઞા અને મધ્યમ સંજ્ઞા માટે એવી સમજ છે કે કોઇ પણ કાર્ય માટે પ્રશ્ન મૂકતાં પ્રશ્ન કુંડળીમાં 'લઘુ સંજ્ઞાનું' લગ્ન આવે એટલે કુંભ, મીન મેષ અથવા વરખ રાશિ પૈકીનું લગ્ન આવે તો કાર્ય જલ્દીથી થાય, દીર્ઘ સંજ્ઞા આવે તો કાર્ય ઘણા વિલં-

બથી થાય અને મધ્યમ સંજ્ઞાનું લગ્ન આવે તો મધ્યમ રીતે એટલે વચલા વખતમાં થાય.

શિર્ષોદય રાશિ હોય તો દીવસનો જન્મ સારો ગણાય છે.

પૃષ્ટોદય રાશિ હોય તો રાત્રિનો જન્મ સારો ગણાય છે.

મનુષ્ય રાશિ દીવસે બળવાળી, પશુ રાશિ રાત્રિએ બળવાળી અને કીટ રાશિ સંધ્યા વખતે બળવાળી જાણવી.

ઉપરનાં તમામ ફળ સાધારણ સંમજવાં.

---

## રાશિઓની દિશા અને તે વિષેની સમજ.

મેષ, સિંહ અને ધન રાશિઓની પૂર્વ દિશા છે. વરખ, કન્યા. અને મકરની દક્ષિણ દિશા, મિથુન, તુલા અને કુંભની પશ્ચિમ દિશા, કર્ક, વૃશ્ચિક અને મીનની ઉત્તર દિશા.

**સામાન્ય સમજ**—જન્મ કુંડળીમાં જે રાશિઓ પોતાના સ્વામી યુક્ત બળવાન હોય તે રાશિઓની જે દિશા હોય તે દિશામાંથી મનુષ્યને લાભ મળે છે.

દેશાવર યા પરદેશ જવું હોય ત્યારે પણ, જોશીઓ રાશિ ઉપરથી મહુરત આપે છે, એટલે કે જે દિવસે પરગામ જવું હોય તે દિવસે ચંદ્રમા જે રાશિમાં હોય, અને તે રાશિની જે દિશા હોય તે તરફ જવાથી લાભ—યશ પ્રાપ્ત થાય છે. ( ચંદ્રમા અમુક દિવસે અમુક રાશિમાં હોય છે તે પંચાંગમાં આપેલું હોય છે.) દાખલા તરીકે ધારોકે તે દિવસે ચંદ્રમા મકર રાશિમાં છે, અને મકર રાશિની દક્ષિણ દિશા છે તો દક્ષિણમાં પ્રયાણ કરવાથી લાભ—યશ મળે. હવે, ધારો કે ચંદ્રમા તો મકર રાશિમાં છે અને આપણે ઉત્તર દિશામાં જવું છે તો મકર રાશીની દક્ષિણ દિશા પૂંઠે રહે છે તો તે દિશામાં જવાથી દુઃખી થવાય. ધારો કે પૂર્વ દિશામાં જવું છે તો મકરરાશિની દક્ષિણ દિશા, જમણા હાથપર રહે છે તેથી તે દિશામાં જવાથી સુખ ઐશ્વર્ય પ્રાપ્ત થાય. તે દિવસે પશ્ચિમ દિશાએ જવું હોય તો મકર રાશિની દક્ષિણ દિશા, ડાબા હાથપર રહે છે તો તે તરફ જવાથી

હાનિ થાય, માટે તે દિશા તરફ પ્રયાણ કરવું નહિ. એકંદર તે દિવસે ચંદ્રમા મકર રાશિને છે તો પશ્ચિમ અને ઉત્તર દિશા તરફ જવાથી દુઃખ અને હાનિ થાય. દક્ષિણ અને પૂર્વમાં જવાથી લાભ સુખ થાય.

## રાશિઓની આકૃતિ બાબત.

— બારે રાશિઓની આકૃતિઓ નીચે મુજબ છેઃ—

મેષ રાશિ મેંઢા અથવા બોકડાના આકાર જેવી છે.

વરખ રાશિ બળદના આકાર જેવી છે.

મિથુન રાશિ સ્ત્રી–પુરૂષયુક્ત આકારની છે.

સિંહ રાશિ સિંહના જેવી છે.

કન્યા રાશિ કુમારિકાના આકાર જેવાં છે.

તુલા રાશિ તાજવાના આકાર જેવી છે.

વૃશ્ચિક રાશિ વીંછીના આકાર જેવી છે.

ધન રાશિ ધનુષ્યના આકાર જેવી છે.

મકર રાશિ મગરના આકાર જેવી છે.

કુંભ રાશિ ઘડાના આકાર જેવી છે.

મીન રાશિ બે માછલાંનાં યુક્ત આકાર જેવી છે.

આકાશમાં ઉપર જણાવ્યા મુજબ આ બારે રાશિઓનો આકાર દેખાય છે.

## રાશિઓના વર્ણ અને તે વિષેની સમજ.

કર્ક, વૃશ્ચિક અને મીન બ્રાહ્મણ વર્ણ છે. મેષ, સિંહ અને ધન ક્ષત્રિ વર્ણ છે. વૃષભ, કન્યા અને મકર વૈશ્ય વર્ણ છે. મિથુન, તુલા અને કુંભ ક્ષુદ્ર વર્ણ છે.

**સામાન્ય સમજઃ**—સગાઇ અથવા વિવાહ કરતી વખતે હિંદુઓમાં વરકન્યાના ગ્રહો મેળવાય છે અને તેમાં વરકન્યા બંનેની એકજ વર્ણની રાશિ હોય તો તે ઉત્તમ ગણાય છે.

૪૬૯૫



## દરેક રાશિ શરીરને વિષે કયાં કયાં રહેલી છે તેની સમજ.

૧ મેષ રાશિ શિષને વિષે રહેલી છે.
૨ વૃષભ અથવા વરખ રાશિ મુખને વિષે રહેલી છે.
૩ મિંથુન રાશિ હાથને વિષે રહેલી છે.
૪ કર્ક રાશિ હૃદય–અંતઃકરણને વિષે રહેલી છે.
૫ સિંહ રાશિ ઉદર એટલે પેટને વિષે રહેલી છે.
૬ કન્યા રાશિ કેડને વિષે રહેલી છે.
૭ તુલા રાશિ પેઢાને વિષે રહેલી છે.
૮ વૃશ્ચિક રાશિ લીંગને વિષે રહેલી છે.
૯ ધનુ રાશિ જાંગથી ઘુટણ સુધીના ભાગ વિષે રહેલી છે.
૧૦ મકર રાશિ ઘુંટણથી પાટલી સુધીના ભાગ વિષે રહેલી છે.
૧૧ કુંભ રાશિ બંને જાંગને વિષે રહેલી છે.
૧૨ મીન રાશિ બંને ચરણને વિષે રહેલી છે.

**સામાન્ય સમજઃ**—જન્મ કુંડળીમાં જે રાશિમાં પાપગ્રહ બેઠો હોય ને તે રાશિનો જે અવયવ–ભાગ હોય તે ભાગમાં કંઇક ચિન્હ–નિશાની છે અથવા થશે એમ સમજવું. વળી જન્મલગ્નથી આઠમા ભાવે જે રાશિ હોય તે રાશિ જે અંગમાં રહેલી હોય તે અંગમાં પીડા થવાથી મૃત્યુ થશે એમ જાણવું.

---

## રાશિઓનાં રહેવાનાં સ્થળ.

૧ મેષ રાશિ, બકરાં અથવા ઘેટાં જે સ્થળે રહે છે તે સ્થાનમાં રહે છે.

૨ વરખ રાશિ, બળદ અથવા ગોધાને રહેવાના સ્થાનમાં રહેછે.
૩ મિથુન રાશિ, માણુસના ઘરમાં રહે છે.
૪ કર્ક રાશિ, કૂવામાં રહે છે.
૫ સિંહ રાશિ વનમાં રહે છે.
૬ કન્યા રાશિ કૂવામાં રહે છે.
૭ તુલા રાંશિ બજાર કે દુકાનમાં રહે છે.

૮ વૃશ્ચિક રાશિ, ભોંયમાં, ભોંયરામાં કે ખાડામાં રહે છે.

૯ ધન રાશિ ઘોડાને બાંધવાની જગ્યામાં રહે છે.

૧૦ મકર રાશિ, જળાશય કે સરોવરમાં રહે છે.

૧૧ કુંભ રાશિ ઘરમાં રહે છે.

૧૨ મીન રાશિ સરોવર કે દરિયામાં રહે છે.

**સામાન્ય સમજઃ**—જન્મકુંડળીમાં આઠમા ભાવે જે રાશિ હોય અથવા આઠમા ભાવનો માલીક અથવા રિષ્ટ કરનાર ગ્રહ જે રાશિમાં બેઠો હોય તે રાશિનું જે સ્થાન હોય તે સ્થાનમાં મૃત્યુ થાય. આ બાબત સામાન્ય છે.

---

## રાશિઓના સ્વામી અને તે વિષેની સમજ.

મેષ અને વૃશ્ચિક રાશિનો સ્વામી મંગળ છે.

વૃષભ (અથવા વરખ) અને તુલાનો સ્વામી શુક્ર છે.

મિથુન અને કન્યાનો સ્વામી બુધ છે.

કર્કનો સ્વામી ચંદ્ર છે.

સિંહનો સ્વામી સૂર્ય છે.

ધન તથા મીનનો સ્વામી ગુરૂ અથવા બૃહસ્પતિ છે.

મકર તથા કુંભનો સ્વામી શનિ છે.

આ રાશિઓના સ્વામી વિષેની સમજ એવી છે કે જન્મ કુંડળીમાં ૧–૨–૩–૪ વિગેરે જે આંકડા માંડેલા હોય છે તે રાશિઓના હોય છે, તેના સ્વામી કોણ છે, તે ક્યાં બેઠા છે અને કેવું ફળ આપનારા છે તે ખાસ જોવાનું છે. એ વિષેની સંપૂર્ણ સમજ બીજા ભાગમાં આપવામાં આવી છે.

---

## રાશિઓના અક્ષરોની સમજ.

હિંદુઓમાં નામ પાડવા માટે એવો નિયમ છે કે જે વખતે બાળકનો જન્મ થયો હોય તે વખતે ચંદ્રમા જે રાશિમાં હોય તે રાશિના અક્ષરો ઉપરથી નામ પાડવામાં આવે છે, જેને જન્મરાશિ

કહે છે. ચંદ્રની રાશિ ઉપરથી નામ પાડવાનું કારણ એજ છે કે સર્વ ગ્રહોમાં ચંદ્રને પ્રાણરૂપી ગણેલો છે.

હરેક રાશિના અક્ષરો નીચે મુજબ છે;—

| | | | |
|---|---|---|---|
| મેષ | રાશિના | અક્ષરો | અ, લ, ઈ. |
| વરખ | ,, | ,, | બ, વ, ઉ. |
| મિથુન | ,, | ,, | ક, છ, ઘ. |
| કર્ક | ,, | ,, | ડ, હ. |
| સિંહ | ,, | ,, | મ, ટ. |
| કન્યા | ,, | ,, | પ, ઠ, ણ. |
| તુલા | ,, | ,, | ર, ત. |
| વૃશ્ચિક | ,, | ,, | ન, ય. |
| ધન | ,, | ,, | ભ, ધ, ફ, ઢ. |
| મકર | ,, | ,, | ખ, જ. |
| કુંભ | ,, | ,, | ગ, શ. |
| મીન | ,, | ,, | દ, ચ, ઝ, થ. |

---

## નક્ષત્રોનાં નામ.

નક્ષત્રો ૨૭ છે તે નીચે મુજબ;

૧ અશ્વિની, ૨ ભરણી, ૩ કૃતિકા, ૪ રોહીણી, ૫ મૃગશીર્ષ, ૬ આદ્રા, ૭ પુનરવસુ, ૮ પુષ્ય, ૯ અશ્લેષા, ૧૦ મઘા, ૧૧ પૂર્વા-ફાલ્ગુની, ૧૨ ઉત્તરાફાલ્ગુની, ૧૩ હસ્ત, ૧૪ ચિત્રા, ૧૫ સ્વાતી, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા, ૧૮ જયેષ્ટા, ૧૯ મૂળ, ૨૦ પૂર્વાષાઢા, ૨૧ ઉત્તરાષાઢા, ૨૨ શ્રવણ, ૨૩ ધનિષ્ટા, ૨૪ શતતારા, ૨૫ પૂર્વા ભાદ્રપદ, ૨૬ ઉત્તરા ભાદ્રપદ, ૨૭ રેવતી.

વિશેષ ઉત્તરાષાઢાના ચોથા ભાગથી આરંભીને પહેલી ચાર ઘડી પર્યંત અભિજીત નક્ષત્ર ગણાય છે.

---

## જન્મનક્ષત્રનાં સામાન્ય ફળ

૧ જે મનુષ્યનો જન્મ અશ્વની નક્ષત્રમાં થયો હોય તેને હાથીઓની, ઘોડાઓની અને મેંઢાં અથવા ઘેટાં વિગેરે પ્રાણીઓની રીતભાત સંબંધી જ્ઞાન હોય અથવા થાય. મન નિશ્ચળ હોય પરંતુ પવિત્ર નહિ. દયાળુ, રાજ્યની મહેરબાની મેળવનારો. અને ઠંડાં પહોરનાં ટપ્પાં મારવાથી સ્ત્રીઓને વહાલો થાય. ભરાઉ કદનો, સુંદર, સારા બાંધાવાળો, નસીબવંત, ચાલાક અને સાહસીક પ્રકૃતિવાળો હોય.

૨ જેનો ભરણી નક્ષત્રમાં જન્મ હોય તે દાણાદુણીના વેપારમાં વધારે ચપળ થાય, અથવા સારો ખોરાક જોઈએ. ઘાતકી અને દુષ્ટ રીતભાતનો, મજબુત વિચારનો, એકજ પોઇન્ટને વળગી રહેનારો, બહાદુર, વિજયી, પરદેશમાં રહેનારો, સત્ય બોલવાવાળો, રોગોથી ઉપદ્રવિત પરંતુ સાધારણ સુખી થાય છતાં મન નબળું રહે.

૩ કૃતિકા નક્ષત્રમાં જન્મ હોય તો મ્હોટી મ્હોટી આશાઓ બાંધનારો, ચાલચલણ ગરીબી, જરાજરામાં ગુસ્સો કરનારો, બ્હીકણ, અને તરતા ચહેરાનો હોય. દુશ્મનોથી હરકત થાય. ખાવાનું સારૂં સારૂં જોઇએ, પ્રખ્યાત થાય, સ્ત્રીમંડળને વધારે પસંદ કરે.

૪ રોહીણી નક્ષત્રમાં જન્મ હોય તો વૈભવ ભોગવનારો, પરોપકારી, ધનવાન, સાચો, કામકાજ કરવામાં અત્યંત ચપળ, હુન્નરકળા અને ફીલોસોફીમાં પણ તિવ્ર, જરા મ્હોટી આંખોવાળો, મજબુત, પહોળા કપાળવાળો, વારંવાર સ્હેજ સ્હેજ બાબતમાં ગુસ્સે થનારો, સુંદર અને મજબુત પકકા ઠરાવને વળગી રહેનારો, યાદદાસ્ત સારી રહે.

૫ મૃગા નક્ષત્રમાં જન્મ હોય તો મજબુત બાંધાનો, સુંદર, હિંમતવાન, ઉત્સાહી, શાંત અને વિચારવંત, મિત્ર, સંતાન અને પૈસાથી સુખી, કેળવાયલો છતાં સ્વાર્થી અને અહંકારી હોય.

૬ આદ્રા નક્ષત્રમાં જન્મ હોય તો લુચ્ચો, હમેશાં હસમુખો, હાજર જવાબી, ધનવાન પરંતુ લોભી, ધાર્મિક અને જાહેર કામોને માન આપનારો હોય.

૭ પુનરવસુ નક્ષત્રમાં જન્મ હોય તો ધર્મચુસ્ત અને પોતાના કામને વળગી રહેનારો, માબાપને માન આપનારો, સ્ત્રીઓમાં લાલંસુ, મ્હોટી મીલકત અને બહોળા કુટુંબવાળો પરંતુ દુર દેશમાં રહેનારો, સુખી, સંતોષી, ચાલાક અને ધૈર્યવાન.

૮ પુષ્ય નક્ષત્રમાં જન્મ હોય તો ઘણો બાહોશ, વેપારની ઇચ્છાવાળો, કુટુંબને આશ્રય આપનારો, દોલતવાન, ડાહ્યો, નિરોગી અથવા સારા બાંધાનો, દયાવંત, સાચો, સારાં ભોજન જમનારો, અને મોટા દરજ્જા મેળવનારો થાય.

૯ અશ્લેષા નક્ષત્રમાં જન્મ હોય તો દુશ્મનોને દબાવનાર, જુઠ્ઠો, જંગલી અથવા સાહસીક કામ કરનારો, જ્ઞાન થોડું, ખોરાક બરાબર જમે નહિ, નિમકહરામ, ફળ પુલનો, જાનવરોનો અથવા દવાનો ધંધો વધુ પસંદ કરે.

૧૦ મઘા નક્ષત્રમાં જન્મ હોય તો કજીયાખોર, અત્યંત બહાદુર, કેળવાયલો, ભણેલો, સ્ત્રી કંપનીથી દુર રહેનારો, સંતાન અને પૈસાના થોડા સુખવાળો, મ્હોટો રસાલો—ખટલો રાખનારો, માબાપ અને દેવને માન આપનારો, મ્હોટી મ્હોટી વસ્તુઓ મેળવવાને પ્રયત્ન કરનારો અને સ્ટેટની નોકરી કરનારો થાય અથવા હોય.

૧૧ પૂર્વા ફાલ્ગુણી નક્ષત્રમાં જન્મ હોય તો શ્રીમંત, દુરદેશ રહેનારો, શત્રુ રહિત, પોતાનાપર આધાર રાખનારાનું ગુજરાન કરનારો, સારા અંતઃકરણવાળો, છટાદાર બોલનાર, ધાર્મિક, રાજ્યની નોકરી કરવાવાળો, નૃત્ય કળા અથવા ગાનતાનનો શોખીન અને હમેશાં જુવાન દેખાવનો.

૧૨ ઉત્તરાફાલ્ગુણી નક્ષત્રમાં જન્મ હોય તો હરેક મનુષ્યને પ્યારો થાય, ધાર્મિક, શ્રીમંત, સંતાનથી સુખી, કેળવાયલો, સુખી, કાવ્યનો શોખીન, સુંદર, કળા હુન્નરમાં ઉત્સાહી, નમ્ર બોલનાર, પલટણી દેખાવનો અને સારી સોબત કરનારો.

૧૩ હસ્ત નક્ષત્રમાં જન્મ હોય તો શ્રીમંત, સુંદર આંખો, લાગવગવાળો, સાચો, ભણેલો, મોટાઈનાં લક્ષણવાળો પરંતુ બરાબર

ભાષણ કરતાં આવડે નહી, દારૂ અને સ્ત્રી મંડળમાં લાલચુ, લુચ્ચાં યા ચોર માણસોને ઉત્તેજન આપે, નોકરીથી અથવા સુંદર હુન્નર કળાથી પૈસા મેળવે.

૧૪ ચિત્રા નક્ષત્રમાં જન્મ હોય તો ચીતારાનું કામ જાણનાર, નસીબવંત, લોકપ્રિય, સંપતિવાળો, સારાં કપડાં અને કીમતી ચીજો-ના વહેપારની માહીતી ધરાવવાવાળો, લખાણથી અથવા ગણિત વિદ્યાથી ધન મેળવનારો થાય.

૧૫ સ્વાતિ નક્ષત્રમાં જન્મ હોય તો મ્હોટી દોલત મેળવે, હુન્નરકળાની લાઇનમાં અથવા વેપારની પ્રિતિવાળો, દયાળુ અને વ્યવહારીક રીતભાતવાળો, ભણેલો, બાહોશ, સુખી અને જાનવરોને પાળવાની અપેક્ષાવાળો હોય.

૧૬ વિશાખા નક્ષત્રમાં જન્મ હોય તો દુર દેશમાં રહેનારો, વિદ્વાનોના સમાગમવાળો, સદાચારી, સારા દાંતવાળો, સુંદર, કજીયાખોર, વેચવા સાટવામાં અથવા દલાલીના ધંધામાં નિપુણ, લોભી.

૧૭ અનુરાધા નક્ષત્રમાં જન્મ હોય તો મશ્કરો, અદેખો અથવા દ્વેષી, પૈસાદાર છતાં જુવાનીમાં પરદેશમાં રહેનારો, મુસાફરીનો શોખીન, રાજ્યની નોકરી કરનારો, ઉત્સાહી અને સારા મજબુત બાંધાનો.

૧૮ જ્યેષ્ટા નક્ષત્રમાં જન્મ હોય તો સુંદર ચહેરાવાલો, શક્તિવાન્, ગુસ્સાવાળો, ભણેલો, દુષ્ટ મનનો, કંકાસી, સંતોષી, દગલબાજ, કવી, મુસાફરી કરનારો, પરંતુ નઠારી સોબત કરનારો.

૧૯ મુળ નક્ષત્રમાં જન્મ હોયતો દરેક જાતની હુન્નરકળાનો શોખીન, છતાં તે આવડે નહિ. કુટેવવાળો, મિત્રોને મદદ કરનારો છતાં બીજાના સુખની અદેખાઇ કરવાવાળો, દવા વિગેરે વેચે અથવા તેવા ધંધા કરવાની ઉમેદ ધરાવનારો, બાગ વાડી રાખે.

૨૦ પૂર્વાષાઢા નક્ષત્રમાં જન્મ હોય તો દરેક માણસ તેનાં વખાણ કરે, માણસ માત્રને તેમજ ઇશ્વરને ચાહનારો, મિત્રોને માન આપનારો, દરેક કામમાં જરા સાહસીક, દુસ્મનોને નાશ પમાડનારો, પ્રખ્યાત, નસીબવાન, બીજાને દરેક રીતે મદદ કરનારો, નમ્ર હોય.

૨૧ ઉત્તરાષાઢા નક્ષત્રમાં જન્મ હોય તો ખરાબ સંગતીમાં દોરાય, સ્ત્રીઓના કહ્યા પ્રમાણે ચાલવાવાળો, વિદ્વાન્, તિક્ષણ બુદ્ધિવાળો, પાતળા બાંધાનો, વિજયી, નમ્ર, રાજદ્વારિ સાધનોથી ગુજરાન ચલાવનાર હોય.

૨૨ શ્રવણ નક્ષત્રમાં જન્મ હોય તો પોતાનોજ ધર્મ પાળવાવાળો, માનવંતો, સારા નરસાની વિચાર શક્તિ ધરાવનાર, ધર્મ યાત્રાઓ કરનારો, સારાં માણસો તથા દેવ દેવીઓનું પૂજન કરવાવાળો, નસીબવંત, બુદ્ધિશાળી, સંતાનવાળો, સુંદર છટાદાર બોલવાવાળો, છટાદાર લખનાર, અને દરેકનું સારૂં કરવાની શક્તિવાળો.

૨૩ ધનિષ્ઠા નક્ષત્રમાં જન્મ હોય તો ઉંચા કદનો, કંકાસી, મોટા કુટુંબવાળો, સારાં સારાં પુસ્તકો પ્રસિદ્ધ કરનારો, રાજાની મેહેરબાની મેળવનારો, સુંદર કળામાં ગમત માનનારો, સ્ત્રીઓનો શોખીન પરંતુ તેમને ધિક્કારનારો, એકાંત વાસ પસંદ કરનારો હોય.

૨૪ શતતારા નક્ષત્રમાં જન્મ હોય તો વાતગરો, લુચ્ચો, ગાડીઘોડા હાંકવાનું કામ જાણનારો, હીંમતવાળો, મચ્છી, દારૂ અથવા તેવાજ પ્રકારના હલકા ધંધા પસંદ કરનારો.

૨૫ પૂર્વાભાદ્રાપદ નક્ષત્રમાં જન્મ હોય તો ગરીબ છતાં ધાર્મિક, વિનયી, સારી ધારણાઓવાળો, પરંતુ કોઇવાર ખરાબ માર્ગે પણ ચઢી જાય.

૨૬ ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં જન્મ હોય તો ઉત્સાહિ, સુખી, સારાં કામોને ટેકો આપનારો, સારા બાંધાનો, વાચાળ, નિશ્ચળ ઠરાવનો, સારાં માણસોથી માન પામનારો, કેટલીકવાર રીસાઈ જનારો.

૨૭ રેવતી નક્ષત્રમાં જન્મ હોય તો સારી બુદ્ધિવાળો, સારા દેખાવનો, ભણેલો, સારી જગ્યો મેળવનારો, નસીબવંત હોય.

---

## જન્મ લગ્નનાં સામાન્ય ફળ.

૧ **મેષ** લગ્નમાં જન્મ હોય તો તે મનુષ્ય પતળો, લોભી, મુસાફરીનો શોખીન, જોતજોતામાં ગુસ્સો આવે તેવા સ્વભાવનો, શક્તિવાન, વચનભંગી, મજબુત બાંધાનો યા નિરોગી, બુદ્ધિવાન્, ઉડાઉ, ચાલાક

પણ બ્હીકણુ મનનો, માતપિતાને માન આપવાવાળો તથા થોડી પ્રજાવાળો થાય.

૨ **વૃષભ** અથવા વરખ લગ્નમાં જન્મ હોય તો સુખી, તંદુરસ્ત, ધાર્મિક, દુશ્મનોનો નાશ કરનાર, ન્હાની ઉમરમાં કમાણી કરનારો પરંતુ ઘણી રીતે ખર્ચ કરનારો, માબાપની આજ્ઞામાં નહિ રહેનારો, ખરાબ સ્વભાવનો, સગાંવહાલાંને ગુસ્સે કરનારો અને સારો ખોરાક ખાનારો હોય.

૩ **મીથુન** લગ્નમાં જન્મ હોય તે મનુષ્ય સુંદર, હસમુખો, અધીરો, જરા ઠીંગણો, સ્ત્રીઓને વ્હાલો, દરેક સ્થળે માન પામનારો, માતપિતાને આજ્ઞાંકિત, પોતાના કરતાં મોટી ઉમરનાની સેવા બજાવનારો, રાગરાગણીનો શોખીન, પ્રાચિન વિદ્યાઓ તેમજ સુંદર હુન્નરકળાનો શોધક, ઝવેરાત તથા સોનું વધારે પસંદ કરનારો થાય, તેને ઘણું કરી બે માતા થાય.

૪ **કર્ક** લગ્નમાં જન્મ હોય તો બ્હીકણુ, ધાર્મિક, એક સ્થળેથી બીજે સ્થળે ફરનારો, એક પોઇન્ટ ઉપર કાયમ નહિ રહેનારો, સારી સારી યાદદાસ્તવાળો, ગુપ્તરોગોવાળો, દુશ્મનોનો નાશ કરનારો, સારા માણસોને માનપાન આપનારો, થોડી પ્રજાવાળો, બહુ બોલનારો, પરદેશમાં રહેનારો, તથા બીજાઓની મીલકત મેળવવાની આશા રાખનારો હોય.

૫ **સિંહ** લગ્નમાં જન્મ હોય તો, માંસ મટ્ટી વિગેરેની ઇચ્છા રાખનારો, રાજા તરફથી ધન તથા માન મેળવનારો, ધરમનાં કાર્યો કરવાની ઇચ્છાવાળો, મિત્રોને મદદ આપનારો, નમ્ર, લોભી, જંગલોની તથા પહાડી મુસાફરીઓ કરવાનો શોખીન, ધૈર્યવાન, ચહેરો તથા છાતી કંઇક પહોળાં, મ્હોટી ઉમરની સ્ત્રીઓનો શોખીન હોય.

૬ **કન્યા** લગ્નમાં જન્મ હોય તો નમ્ર તથા વિનયી, સાયન્સ અને બીજી વિદ્યા કળામાં સારી રીતે કેળવાયલો, ધાર્મિક, દયાળુ, પુષ્કળ વૈભવી અને મુસાફરી કરનારો, દ્રવ્યવાન, નસીબવાન, સાદો, કિર્તિની આશા રાખનારો, કેટલી વખત ખરાબ રસ્તે ચાલનારો તથા સ્ત્રીઓની સેવાચાકરી કરનારો હોય તેમજ સ્ત્રીઓ પણ તેની ચાહના રાખનારી હોય.

૭ **તુલા** લગ્નમાં જન્મ હોય તો બીનશરમી, એકજ વિચારને વળગી નહિ રહેનારો, થોડી કમાણીવાળો, પરદેશમાં રખડનારો, પાંતળા બાંધાનો, કજીયાખોર, લાંબા કદનો, ધાર્મિક, દયાળુ, સારી યાદદાસ્તવાળો, દેવદેવીઓને પૂજવાવાળો, સારા માણસોને માન આપનારો, પોતે પણ બીજાઓ તરફથી માન મેળવનારો થાય. પોતાનાં સંતાનો વિદ્વાન્ નીવડે, ખાનદાન, જુઠું બોલે, કંઈક દુષ્ટ વિચારવાળો, મૈત્રિભાવવાળો તથા કાવ્ય શોખીન થાય.

૮ **વૃશ્ચિક** લગ્નમાં જન્મ હોય તો ખરચાલ, માતપિતાનું દુષ્ટ વાંચ્છનારો, નિમકહલાલ, હસમુખો, વેપારી લાઇનવાળો, મિત્ર તથા પોતાનું હિત વાંચ્છનારનું ભુડું કરવાવાળો, રાજ્ય દરબારની નોકરી કરનારો, હલકા મનનો અને સ્ત્રીઓના કારણે રખડનારો હોય.

૯ **ધન** લગ્નમાં જન્મ હોય તો પોતાના ઉપર આધાર રાખનારાઓનું ભલું કરવાવાળો, સાયન્સના જ્ઞાનવાળો, જરા જરામાં ગુસ્સો લગાડનારો, કુટુંબમાં મુખ્ય, બહાદુર, હાલમડોલમ વિચારનો તથા રાજ્યથી ધન મેળવનારો થાય.

૧૦ **મકર** લગ્નમાં જન્મ હોય તો કંઈ કંઈ બાબતથી પરિતાપવાળો, નીચ મનનો, મિત્રમંડળને બેદરકારી, જુદી જુદી વિદ્યાઓનું જ્ઞાન ધરાવનારો, સગાંવહાલાઓમાં તેમજ સારાં મનુષ્યોમાં શણગારરૂપ, ધાર્મિક, રાજ્ય દરબારની નોકરી કરવાવાળો, સુંદર, નસીબવંત, સુખી અને જાહેર કામોમાં મદદ કરનારો થાય.

૧૧ **કુંભ** લગ્નમાં જન્મ હોય તો હલકા અંતઃકરણનો, દુષ્ટ વિચારનો, ટુંકા કદનો, ઠંડી રીતભાતનો, સાહસિક અથવા ઝનુની, જુગારી યા સટોળીયો, ગરીબ છતાં દયાળુ, નમ્ર અને તામસ પ્રકૃતિનો હોય.

૧૨ **મીન** લગ્નમાં જન્મ હોય તો નસીબવંત, સારા બાંધાનો, સાયન્સ તથા કાવ્ય જ્ઞાનવાળો, સારી કીર્તિ મેળવનારો, નીમકહલાલ, દયાળુ, સુંદર, સારી યાદદાસ્તવાળો, શાંત, હુન્નરકળામાં પ્રવિણ, વિદ્વાન, પરંતુ માંસ મટ્ટી ખાનારો થાય.

---

## સ્ત્રીઓ માટે જુદું ફળ.

જો મેષ લગ્નમાં જન્મ હોય તો રીસાળ અથવા ક્રોધી અને કઠોર શબ્દ બોલનારી હોય. વૃષભ લગ્નમાં જન્મ હોય તો સાચું બોલનારી, શાણી, વિનયી, ધણીના પ્યારવાળી, કેળવાયલી–ભણેલી, ઈશ્વરથી ડરીને ચાલનારી અને સારા માણસોને માન આવકાર દેનારી થાય મિથુન લગ્નમાં જન્મ હોય તો જંગલી રીતભાતવાળી, ઘાતકી અથવા પાપીષ્ટ થાય. કર્ક લગ્નમાં જન્મ હોય, તો નમ્ર, બહેનપણીઓથી પ્રીતિવાળી, પ્રમાણિક, છૈયાં છોકરાંવાળી અને સુખી થાય. સિંહ લગ્નમાં જન્મ હોય તો પાતળા બાંધાની, કજીયાકંકાસ કરનારી થાય અને માંદી રહ્યા કરે અથવા થયા કરે. કન્યા લગ્નમાં જન્મ હોય તો વિવેકી, નસીબવાન, સુખી, સારી ચાલની અને ધાર્મિક થાય. તુલા લગ્નમાં જન્મ હોય તો મિજાસી અથવા અહંકારી, ગરીબ અને સામાન્ય રૂપવાળી હોય. વૃશ્ચિક લગ્નમાં જન્મ હોય તો સુંદર બાંધાની, પોતાની ફરજને જાણનારી, સારાં કૃત્યો કરનારી અને ચળકતી–ભપકાદાર આંખોવાળી થાય. ધન લગ્નમાં જન્મ હોય તો વ્યવહાર રૂઢીમાં સમજુ, ભણેલી અને સારી લાગણીઓ ધરાવનારી થાય. મકર લગ્નમાં જન્મ હોય તો નસીબવંત, વિશ્વાસુ, અને સારાં કૃત્યો કરનારી થાય તેમજ જાત્રા અને ધર્મ કૃત્યો કરવાની પ્રીતિ વધુ થાય. કુંભ લગ્નમાં જન્મ હોય તો છોકરીઓ વધુ થાય, ધણી તેમજ દરેક માણસની ચાહનાવાળી થાય એટલે હરકોઇ માણસ તેણીને ચહાય. મીન લગ્નમાં જન્મ હોય તો સુંદર આંખોવાળી થાય, દેવધર્મ અને સારાં માણસોને માન સન્માન આપે. ધણીની પ્રીતિ પોતાના ઉપર સારી હોય.

---

## જન્મ ૠતુનાં સામાન્ય ફળ.

ગ્રીષ્મ ૠતુમાં જન્મ હોય તે પાણીનાં બાંધકામ અને પબ્લીક મકાનો બાંધે, ધાર્મિક લખાણોનો શોખીન હોય અને જાહેર કૃત્યોમાં ભાગ લે.

વર્ષા ૠતુમાં જન્મ હોય તે ગામડાઓ મેળવે યા ગામડામાં રહે, ખેતીનો ધંધો પસંદ કરે, અનાજ સંપાદન કરે, હસમુખા સ્વભાવનો તથા શુદ્ધ બુદ્ધિવાળો હોય.

શરદ ઋતુમાં જન્મ હોય તે વિદ્વાન યા ભણેલો, સુંદર, કામ કરવામાં ચાલાક, શાંત સ્વભાવી અને વેપારનો શોખીન હોય.

હેમંત ઋતુમાં જન્મ હોય તે તંદુરસ્ત, પૈસાદાર, સત્ય બોલવાવાળો, મહા શક્તિવાન તથા રાજ્યનો સલાહકાર થાય.

શિશિર ઋતુમાં જન્મ હોય તેનું શરીર તથા મન હમેશ નિર્મળ રહે, પૈસા, લાંબી જીંદગી અને પુત્ર પરિવારથી સુખી રહે.

વસંત ઋતુમાં જન્મ હોય તે સુંદર, ખબરદાર, સુખી, પ્રખ્યાત, વૈભવી, સુંદર કળા અને ગણિત વિદ્યાનો શોખીન હોય.

---

## જન્મ માસનાં સામાન્ય ફળ.

કાર્તિક માસમાં જન્મ હોય તો વેચાણ ખરીદના ધંધા કરનારો, દ્રવ્યવાન, ખુબસુરત, બહાદુર તથા જુદી જુદી બાબતોમાં પ્રવિણ હોય

માગશીર માસમાં જન્મ હોય તો જાત્રાઓ કરનારો, નમ્ર બોલનારો, ઘણા ભાઇબંધ દોસ્તોવાળો, અને સારે રસ્તે ચાલનારો થાય

પોષ માસમાં જન્મ હોય તો હમેશાં ચિંતા પરિતાપવાળો, તંદુરસ્તી માટે સાવચેત રહેનારો, પાતળા બાંધાનો, ધર્માદા કાર્યોમાં ભાગ લેનારો તથા યુક્તિબાજ થાય.

માહા માસમાં જન્મ હોય તો ડાહ્યો, કુટુંબનું પોષણ કરનારો, કેળવાયલો અને ચોખ્ખું બોલનારો હોય.

ફાગણ માસમાં જન્મ હોય તો સારા માણસોને આધાર આપનારો, ધર્માદા કામમાં આગળ પડનારો, સારી ધારણાઓ વાળો અને પરદેશમાં મુસાફરી કરનારો હોય.

ચૈત્ર માસમાં જન્મ હોય તો વિનયી, ખુબસુરત, સારી સોબત કરનારો, અને લોક કલ્યાણક કાર્યો બજાવનારો થાય.

વૈશાખ માસમાં જન્મ હોય તો સુંદર, નમ્ર, દેવતાઓનું પૂજન કરવાવાળો અને દરેકને પ્યારો થાય.

જ્યેષ્ટ માસમાં જન્મ હોય તો પ્રદેશમાં રહેનારો, ગુનાની છતા દયાળુ તથા દ્રવ્યવાન થાય યા હોય.

અષાડ માસમાં જન્મ હોય તો બહુ બોલનાર, મશ્કરીઓ કરનારો, સ્ત્રી મંડળમાં ફરનારો, પૈસાની તંગાસ છતાં ખર્ચ કરનારો હોય.

શ્રાવણુ માસમાં જન્મ હોય તો કીર્તિવંત, પૈસાદાર, ભાઈબંધ દોસ્તોવાળો હોય. મ્હોટું કુટુંબ અને સારી પ્રજા હોય. દરેક જણુથી માન મળે.

ભાદ્રવા માસમાં જન્મ હોય તો ભુલકણો, શાંત, સુખી, બહાદુર, દુશ્મનોથી ચોંકાયલો હોય, સ્ત્રીઓમાં વલ્લભ થાય.

આસો માસમાં જન્મ હોય તો ખુબસુરત, રાજ્ય પ્રતિષ્ઠાવાળો, તિક્ષ્ણ બુદ્ધિ, હુન્નર કળામાં પ્રવિણુ.

---

## જન્મ દિવસનાં સામાન્ય ફળ.

૧ રવિવારને દિવસે જન્મ હોય તો શાંત મિજાસી, શક્તિવંત, સુંદર, લુચ્ચો તથા તંદુરસ્ત હોય.

૨ સોમવારને દિવસે જન્મ હોય તો ટુંકા કદનો, રંગે સહેજ પીળો અને તિક્ષ્ણુ બુદ્ધિવાળો હોય.

૩ મંગળવારને દિવસે જન્મ હોય તો નમ્ર, દયાળુ, સાહસિક યા ઝનુની હોય.

૪ બુધવારને દિવસે જન્મ હોય તો શક્તિવંત, ખુબસુરત અને ચંચળ મનનો હોય.

૫ ગુરૂવારને દિવસે જન્મ હોય તો ચપળ બુદ્ધિ અને સારા હેતુવાળો, સાયન્સમાં નિપુણુ, સરસ બોલવાવાળો અથવા ભાષણુકર્તા તથા શાંત હોય.

૬ શુક્રવારને દિવસે જન્મ હોય તો છુપાં કામ કરનારો, સારા વિચારનો અને સારા હુન્નર જાણુવાવાળો થાય.

૭ શનિવારને દિવસે જન્મ હોય તો નાદુરસ્ત, ફીક્કા ચહેરાનો, અદેખો અને હમેશ રીસાળ પ્રકૃતિનો હોય.

---

## જન્મ ચંદ્રનાં સામાન્ય ફળ.

જો જન્મ વખતે ચંદ્રમા મેષનો હોય એટલે જન્મ કુંડળીમાં મેષ રાશિમાં ચંદ્રમા બેઠો હોય તો મનુષ્ય ખુબસુરત, પવિત્ર, દ્રવ્ય-વાન, ધરમાદા કામમાં ભાગ લેનારો, સામાન્ય બાહોશ અને આછા વાળવાળો હોય.

જો વરખનો ચંદ્રમા હોય તો સુખી, વાંકડા વાળવાળો, નમ્ર અને ગોળાકાર આંખવાળો હોય.

જો મિથુનનો ચંદ્ર હોય તો વિદ્વાન, મંદગતિનો, સ્પષ્ટવક્તા અને રાગરાગણીનો શોખીન હોય.

જો કર્કનો ચંદ્ર હોય તો મધ્યમ દેખાવનો, ધનદોલત ભોગવનારો, દેવ દેવતા અને સારા માણસોને માન સત્કાર આપનારો અને દૃઢ વિચારનો હોય.

જો સિંહનો ચંદ્ર હોય તો જંગલી સ્વભાવનો, ધર્મ વિરૂદ્ધ વસ્તુઓનું ભક્ષણ કરનારો, મિત્ર વગરનો અને જંગલની મુસાફરીઓ કરવાનો શોખીન હોય.

જો કન્યાનો ચંદ્ર હોય તો વિનયી, કાવ્યનો જાણકાર, સુંદર, સુખી, મ્હોટા માણસોને માન આપનાર, અસ્વસ્થ મનનો અને કંઈક આંખોના દર્દવાળો હોય.

જો તુલાનો ચંદ્ર હોય તો વાતગરો, કુટુંબીઓનું પોષણ કર-નારો, મધ્યમ કદનો અને જ્યોતિષનો જાણકાર હોય.

જો વૃશ્ચિકનો ચંદ્ર હોય તો શરીર મજબુત, મન દૃઢ, ધન દોલતનો ભોગી, દરેકને પ્યારો, સ્ત્રી સુંદર હોય.

જો ધનનો ચંદ્ર હોય તો માનવંત, પૈસાદાર, ધૈર્યવાન, પરોપકારી અને દરેકને વહાલો હોય.

જો મકરનો ચંદ્ર હોય તો કાળજીવાન, ખુબસુરત, સાદો, પૂજ-નીય, ધનવાન, બહોળાં સગાંવહાલાં અને મિત્ર દોસ્તાર હોય.

જો કુંભનો ચંદ્ર હોય તો રાજા જેવી શક્તિ ધરાવનારો, પાતળા બાંધાનો, બુદ્ધિમાન, બહાદુર થાય.

જો મીનનો ચંદ્ર હોય તો ખુબસુરત, વિજયી, લોભીયા લાલચુ, વિદ્વાન, સુખી, સ્ત્રીઓને વલ્લભ હોય.

---

## ભાગ્યોદય ક્યારે થાય તે બાબત.

જે માણસના જન્મ વખતે સૂર્ય ઉચ્ચનો યા સ્વગ્રહી હોય તો તેનો ૨૨ વર્ષ પછી ભાગ્યોદય થાય, બુદ્ધિને વધારે, વેપાર ધંધામાં નિપુણ થાય, અને સ્વતંત્રપણે કુટુંબ પરિવારનું પોષણ કરે.

ચંદ્ર ઉચ્ચનો યા સ્વગ્રહી હોય તો ૨૪ વર્ષ પછી, મંગળ ઉચ્ચ અથવા સ્વગ્રહી હોય તો ૨૮ પછી, બુદ્ધ ૩૨ વર્ષ પછી. અને શનિ હોય તો ૩૬ વર્ષ પછી ભાગ્યોદય થાય. સંપૂર્ણ ઉચ્ચના હોય તો સંપૂર્ણ ભાગ્યોદય થાય, મધ્યમ હોય તો મધ્યમ થાય. કોઈ પણ ત્રણ ગ્રહો ઉચ્ચના હોય તો મ્હોટો ભાગ્યવાન થાય, કોઈ પણ ત્રણ ગ્રહો નીચના હોય તો જીંદગી સુધી ચાકરી કર્યા કરે. ત્રણ ગ્રહો સ્વગ્રહી હોય તો મ્હોટો કુલીન અને સુખી થાય.

---

## ગ્રહો ઊંચ, નીચ, તથા સ્વગ્રહી વિષેની સમજ.

૧ રવિ–મેષનો ઉંચનો, તુલાનો નીચનો, સીંહનો સ્વગ્રહી.

૨ ચંદ્ર–વૃષભ અથવા વરખનો ઉંચનો, વૃશ્ચિકનો નીચનો, કર્કનો સ્વગ્રહી.

૩ મંગળ–મકરનો ઉંચનો, કર્કનો નીચનો, મેષ તથા વૃશ્ચિકનો સ્વગ્રહી.

૪ બુધ–કન્યાનો ઉંચનો, મીનનો નીચનો, મિથુન તથા કન્યાનો સ્વગ્રહી.

૫ ગુરૂ–કર્કનો ઉંચનો, મકરનો નીચનો, ધન તથા મીનનો સ્વગ્રહી.

૬ શુક્ર–મીનનો ઉંચનો, કન્યાનો નીચનો, વરખ તથા તુલાનો સ્વગ્રહી.

૭ શનિ–તુલાનો ઉંચનો, મેષનો નીચનો, મકર તથા કુંભનો સ્વગ્રહી.

૮ રાહુ–મિથુનનો ઉંચનો, ધનનો નીચનો, કન્યાનો સ્વગ્રહી.

૯ કેતુ–ધનનો ઉંચનો, મિથુનનો નીચનો, મીનનો સ્વગ્રહી.

જન્મ કુંડલીમાં જો મેષ રાશિમાં એટલે એકના આંકવાળા સ્થાનમાં રવિ બેઠો હોય તો તે ઉંચનો, તુલા એટલે ૭ ના આંકમાં હોય તો નીચનો, સિંહ રાશિમાં એટલે પાંચના આકમાં હોય તો સ્વગ્રહી સમજવો. એ પ્રમાણે હરેક ગ્રહ વિષે સમજી લેવું.

જો રવિ મેષરાશિના ૧૦ અંશનો હોય. તો સંપૂર્ણ ઉંચનો અને તુલાના ૧૦ અંશનો હોય તો સંપૂર્ણ નીચનો જાણવો.

ચંદ્ર વૃષભ રાશિનો ૩ અંશનો સંપૂર્ણ ઉંચનો, વૃશ્ચિકનો ૩ અંશનો સંપૂર્ણ નીચનો.

મંગળ મકરનો ૨૮ અંશનો સંપૂર્ણ ઉંચનો, કર્કનો ૨૮ અંશનો સંપૂર્ણ નીચનો.

બુધ કન્યાનો ૧૫ અંશનો સંપૂર્ણ ઉંચનો, મીનનો ૧૫ અંશનો સંપૂર્ણ નીચનો.

ગુરૂ કર્કનો ૫ અંશનો સંપૂર્ણ ઉંચનો, મકરનો ૫ અંશનો સંપૂર્ણ નીચનો.

શુક્ર મીનનો ૨૭ અંશનો સંપૂર્ણ ઉંચનો, કન્યાનો ૨૭ અંશનો સંપૂર્ણ નીચનો.

શનિ તુલાનો ૨૦ અંશનો સંપૂર્ણ ઉંચનો, મેષનો ૨૦ અંશનો સંપૂર્ણ નીચનો.

રાહુ મિથુનનો ૧૫ અંશનો સંપૂર્ણ ઉંચનો, ધનનો ૧૫ અંશનો સંપૂર્ણ નીચનો.

જન્મોતરીમાં રાશિઓના અંશ કાઢેલા હોય છે તે ઉપરથી સંપૂર્ણ ઉંચ નીચના અંશ સમજાશે.

ઉંચના ગ્રહનો કોઠો.

| ગ્રહ. | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| રાશી | ૦ | ૧ | ૯ | ૫ | ૩ | ૧૧ | ૬ |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |

## નીચના ગ્રહનો કોઠો.

| ગ્રહ. | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| રાશી | ૬ | ૭ | ૩ | ૧૧ | ૯ | ૫ | ૦ |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |

રાહુ અને કેતુને આ કોઠામાં લેવામાં આવ્યા નથી કારણકે તેઓ કોઇ પણ રાશીના સ્વામી નથી. ફક્ત ઉપર જણાવ્યા મુજબ તેઓ અમુક રાશીના હોય તો ઉંચ નીચ અને સ્વગ્રહી છે એમ સમજી લેવું. વળી કેતુને તો મ્હોટા ભાગે ખાસ બાતલ કરવામાં આવ્યો છે, કારણકે તેની મહાદશા અંતરદશા વિગેરે કંઇજ નથી.

**સમજુતી**—ઉપરના કોઠાની સમજુતી એવી છે કે સૂર્યની ૦ રાશી અને ૧૦ અંશ લખેલા છે તેને માટે એમ જાણવું કે મીન રાશી પૂરી થઈ ચુકી છે અને મેષના ૧૦ અંશ છે તો મેષનો સૂર્ય કહેવાય. તેવીજ રીતે ચંદ્રની ૧ રાશી અને ૩ અંશ લખેલા છે તો સમજવું કે પહેલી ૧ રાશી એટલે મેષ રાશી પૂરી થઇ ગયા પછી ૩ અંશ છે એટલે વરખનો ચંદ્ર સમજવો.

ઉપર જણાવ્યું છે કે સૂર્ય મેષ રાશીના ૧૦ અંશ સુધી હોય તો સંપૂર્ણ ઉંચનો ગણાય પરંતુ તે કરતાં વધારે અંશનો હોય તો ફક્ત ઉંચ રાશિનો ગણાય, તેવીજ રીતે સૂર્ય તુલાના ૧૦ અંશ સુધી હોય તો સંપૂર્ણ નીચનો અને તે કરતાં ઉપરના અંશે હોય તો સામાન્ય રીતે ફક્ત નીચ રાશીનો કહેવાય છે.

---

## જન્મ કુંડળીમાં રહેલાં બારે સ્થાનની સમજ.

જન્મ કુંડળીમાં રહેલાં બારે સ્થાનનાં નામ નીચે પ્રમાણે:—

(૧) દેહસ્થાન, (૨) ધનસ્થાન, (૩) ભાંડુસ્થાન અથવા પરાક્રમ-સ્થાન, (૪) સુખસ્થાન, (૫) પુત્રસ્થાન, (૬) શત્રુસ્થાન, (૭) સ્રીસ્થાન, (૮) આયુષ્યસ્થાન, (૯) ભાગ્યસ્થાન, (૧૦) રાજ્યસ્થાન, (૧૧) લાભ-સ્થાન અને (૧૨) ખર્ચસ્થાન.

હવે દરેક સ્થાનમાં મુખ્યત્વે શી શી બાબતો વિષે જોવાય છે તેનો ખુલાસો:—

૧. પહેલા દેહ સ્થાનમાં દેહના સુખ દુઃખ, રૂપ તથા ગુણ લક્ષણ વિષે જોવાય છે.

૨. બીજા ધન સ્થાનમાં ધન, કુટુંબ તથા આંખ વિષે જોવાય છે.

૩. ત્રીજા ભાંડુ સ્થાનમાં ભાઈભાંડુ, પરાક્રમ, પાડોસીઓ, મિત્રો અને ઇતર સગાંવહાલાં વિષે જોવાય છે.

૪. ચોથા સુખ સ્થાનમાં માતૃસુખ, જમીન, વાહન, મકાન, મિત્ર, પશુ અને છેલ્લી સ્થિતિ વિષે જોવાય છે.

૫. પાંચમા પુત્ર સ્થાનમાં સંતાન, સટ્ટો, જુગાર, બુદ્ધિ, વિદ્યા, અકસ્માત લાભ યા સોરટી વિષે જોવાય છે.

૬. છઠ્ઠા શત્રુ સ્થાનમાં, રોગ, શત્રુ, ચોરી અને મોસાળના સુખ દુઃખ વિષે જોવાય છે.

૭. સાતમા સ્ત્રી સ્થાનમાં સ્ત્રીના સુખ દુઃખ, રૂપ, ગુણ, લાવણ્ય અને સ્વભાવ વિષે તથા ભાગીદારી, પ્રયાણ, પરચુટણ વ્હેપાર અને કોર્ટ દરબાર વિષે જોવાય છે.

૮. આઠમા આયુષ્ય સ્થાનમા આવરદાનું પ્રમાણ, કષ્ટ, દેવું તથા વારસા વિષે જોવાય છે.

૯. નવમા ભાગ્ય સ્થાનમાં ભાગ્ય, ધર્મ, તપ, તિર્થયાત્રા, જળ અગર જમીન માર્ગની મુસાફરી અને શ્વસુર પક્ષ માટે જોવાય છે.

૧૦. દશમા રાજ્યદ્વાર સ્થાનમાં રાજ્ય, માનકીર્તિ, વેપાર, નોકરી ચાંકરી, કર્મ અને પિતાના સુખ દુઃખ વિષે જોવાય છે.

૧૧. અગીઆરમા લાભ સ્થાનમાં લાભ, આશા, ઇચ્છા, અને અકસ્માત સંજોગ વિષે જોવાય છે.

૧૨. બારમા ખર્ચ સ્થાનમાં ખર્ચ, નુકશાન અથવા હાની, દંડ, કેદ અને ચોર લુંટારાના ભય વિષે જોવાય છે.

પહેલા, ચોથા, સાતમા અને દશમા ભાવને કેંદ્રસ્થાન અથવા કંટક યા ચતુષ્ટય સ્થાન કહે છે.

બીજા, પાંચમા, આઠમા અને અગીઆરમા ભાવને પણફર સ્થાન કહે છે.

બીજા અને સાતમા ભાવને માર્ક સ્થાન કહે છે.

બીજા અને બારમા ભાવને નેત્ર સ્થાન કહે છે.

ત્રીજા, છઠ્ઠા, નવમા અને બારમા ભાવને આપોલિકમ સ્થાન કહે છે.

ત્રીજા, છઠ્ઠા, દશમા અને અગીઆરમા ભાવને ઉપચય સ્થાન કહે છે.

પાંચમા અને નવમા ભાવને ત્રિકોણ સ્થાન કહે છે.

છઠ્ઠા, આઠમા અને બારમા ભાવને ત્રિક સ્થાન અથવા નેષ્ટ સ્થાન કહે છે, જ્યારે બાકીના ૧–૨–૩–૪–૫–૭–૯–૧૦–૧૧, એ ભાવને શુભ સ્થાન કહે છે.

---

## સૂર્યની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન—જો પ્રથમ સ્થાનમાં સૂર્ય પડયો હોય તો તે માણુસના વાળ નાના અથવા આછા, કામ કરવામાં આળસુ, માનવંતો, કંઇક રાતી આંખોવાળો અને શરમ વિનાનો થાય. જો પ્રથમ સ્થાનમાં સિંહનો સૂર્ય હોય તો આંખો ગુમાવે અથવા સોર્ટ સાઇટ થાય. તુલાનો સૂર્ય હોય તો ગરીબ અને છૈયાંછોકરાં વગરનો થાય.

૨ જું સ્થાન—સૂર્ય પડયો હોય તો ઘરબાર, સંતાન અને દોસ્તદાર વગરનો થાય. કોઈની સારી સલાહ ગણકારે નહિ અને બીજાઓના આશ્રય નીચે રહે.

૩ જું સ્થાન—નમ્ર બોલનાર, ધનદોલત અને રહેઠાણ હોય યા મળે, સારૂં કામ કરે, નોકર ચાકર અને મિત્ર ભાઇબંધો મળે.

૪ થું સ્થાન—માનકીર્તિ, ધનદોલત અને સુખનો નાશ અથવા તે માટે સંતાપ, માબાપ પાસેથી પૈસા મળે, મુસાફરીઓનો શોખ કરે.

૫ મું સ્થાન—સંતાન થોડાં થાય, ઈશ્વરને માન આપે, કમનસીબ, અને કુટુંબથી વિયોગ અથવા જુદાઇ થાય.

૬ ઠું સ્થાન—હમેશાં સુખી, શત્રુઓનો નાશ કરે, સારા અંતઃકરણનો, મોટી સત્તા મળે અને રાજ્યદરબારમાં સારો હોદ્દો ભોગવે.

૭ મું સ્થાન—કમનસીબ, શરીર—સુંદરતા નાશ પામે, ખરાબ કૃત્યો કરવા તરફ વલણુ થાય, રાજ્ય તરફથી કંઈક ભય ઉત્પન્ન થાય યા નુકસાન ખમવું પડે.

૮ મું સ્થાન—ઝીણી આંખવાળો—સોર્ટ સાઈટ થાય. દુશ્મનો પણુ ઘણા ઉભા થાય, ચિંતા પરિતાપથી લોહી સુકાય.

૯ મું સ્થાન—ધાર્મિક કૃત્યો ઉપરથી આસ્તા ઉઠી જાય, દુષ્ટ યા પાપીષ્ટ કામો કરે.

૧૦ મું સ્થાન—સારા વિચારવાળો અને ધનવાન થાય, અને હમેશાં પરોપકાર કરવાની વૃત્તિ રહે.

૧૧ મું સ્થાન—ગાયન તથા તેવા કામમાં વૈભવ માને, રાજ્ય તરફથી લાભ થાય.

૧૨ મું સ્થાન—આંખોનું તેજ ઓછું, વિચારો આમથી તેમ ઘોળાયા કરે, મન અસ્વસ્થ રહે.

---

## સ્ત્રીઓના સંબંધમાં.

૧. જો સ્ત્રીની કુંડળીમાં પ્રથમ સ્થાનમાં સૂર્ય પડયો હોય તો તેણી શરમ વગરની, નિસ્તેજ આંખો તથા ટુંકા વાળ વાળી અને સુસ્ત પ્રકૃતિની થાય. ૨—તંદુરસ્તી ઠીક રહે નહિ, રાજ્યથી ધન મળે. ૩—ભાઈઓનું ઓછું સુખ હોય પણુ ધણી તથા સંતાન સુખ સારૂં હોય. ૪—ઘરબાર, પૈસો અને સહીયરો વગરની, રોગોથી પીડાતી અને દેશમાં રહેનારી થાય. ૫—કમનસીબ, નિર્લજ તથા ગ્રરીબ. ૬—ધણીના શોખવાળી પણુ દુશ્મનો ઘણા થાય. ૭—તવંગર પણુ કમનસીબ. ૮—સંતાન વગરની, નબળી, અને દુઃખી. ૯—ધનવાન, સુખી તેમજ ધાર્મિક. ૧૦ ધર્માદા કાર્યોમાં ભાગ લેવાવાળી, શ્રીમંત અને માનકીર્તિવાળી. ૧૧—હમેશાં ધન મળ્યાજ કરે, ગમે ત્યાંથી પૈસે આવેજ જાય. ૧૨—સંતાન ઓછાં થાય અથવા જીવે, કંઈક નેત્ર રોગવાળી અને વૈધવ્યતાને પ્રાપ્ત થાય.

વિશેષ જો સ્ત્રીની જન્મ કુંડળીમાં સૂર્ય મેષ, કર્ક, તુલા અથવ મકર રાશીનો હોય તો તેણી ઝનુની, બેવકુફ અને ખાલી દોરદમામવાળી હોય અથવા થાય.

## ચંદ્રની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન—જેની જન્મ કુંડળીમાં પ્રથમ સ્થાનમાં ચંદ્રમા પડયો હોય તો તે માણસ હલકા વિચારનો યા હલકા મનનો હોય. જો ચંદ્ર વરખ અથવા કર્ક રાશીનો હોય તો દયાળુ સ્વભાવનો, પૈસાદાર અને સારા ગુણોનો સંપાદન કરનાર થાય.

૨ જું સ્થાન—વિનયી, સુખ મધ્યમ.

૩ જું સ્થાન—બાહ્ય કીર્તિ રહે, લોભી તેમજ ગરીબ યા નિરાશ્રીત થાય, રહેઠાણો યા મકાન બદલાયા કરે, બુદ્ધિ તિવ્ર રહે, બીજા ઉપર આધાર રાખવો પડે.

૪ થું સ્થાન—બીજાઓનું ગુજરાન કરનારો થાય, શ્રીમંત, છોકરાં તથા સ્ત્રી તરફથી સુખી.

૫ મું સ્થાન—સાયન્સ વિદ્યામાં પ્રવીણ, વિશ્વાસુ, આનંદી, શ્રીમંત, સુખી અને ખાનદાન થાય.

૬ ઠું સ્થાન—વાયુ વિકાર અથવા કંઇક બીજા રોગની ઉપાધિ, ઘાતકી અથવા ઝનુની, સુસ્ત, દયા વિનાનો, ક્રોધી અને દુશ્મનાવટ રાખનારો થાય.

૭ મું સ્થાન—હંમેશાં વિરોધ મતનો, પતળો અને કઠોર શબ્દ બોલવાવાળો.

૮ મું સ્થાન—જુદા જુદા રોગોની ઉપાધિ થાય, પતળો, ઓફીસરો તરફથી હરકત થાય, મન ડગમગતું રહે.

૯ મું સ્થાન—ભાગ્યશાળી અને સુખી રહે, પ્રાચીન પુસ્તકો વાંચવામાં આનંદ માને, ધાર્મિક જાત્રાઓ કરે.

૧૦ મું સ્થાન—શ્રીમંત, સુખી, કીર્તિવંત, સરકારથી પૈસા પ્રાપ્ત થાય.

૧૧ મું સ્થાન—ધનનો મહાન લાભ થાય, માનપાન, મકાન મળે અને સુખી થાય.

૧૨ મું સ્થાન—હલકા વિચારનો અને વ્યવહાર રીતભાતની દરકાર નહિ કરનારો થાય. ગુપ્ત કાવત્રાંથી અડચણ થાય, દુશ્મનો ઉભા થાય, અને જોતજોતામાં ગુસ્સો લાગી આવે.

## સ્ત્રીઓના સંબંધમાં.

૧ લા સ્થાનમાં—જો ચંદ્ર મેષ, વરખ અથવા કર્ક રાશીનો હોય તો તેણીને સારૂં માનપાન મળે. સુંદર, ભાગ્યશાળી, દયાળુ, તથા માયાળુ થાય, પણ જો ચંદ્ર એ સિવાય બીજી રાશીમાં હોય તો તેણીનું મન અને શરીર ખરાબ રહે. અવ્યંવસ્થિત રહે. ૨—પૈસાદાર, અને હંમેશાં સુખી રહે. ૩—ધર્મ ઉપર આસ્થા નહિ રાખનારી છતાં કોઇ રીતે નસીબનો ઉદય થાય. ૪—પૈસો, નોકર ચાકર અને ઘરબારે વિગેરેથી સુખી. ૫—તવંગર, છૈયાં છોકરાંવાળી અને ધણીની આજ્ઞામાં રહેનારી. ૬—મોજશોખ ભોગવવાવાળી, સાચી અને સુંદર. ૭—ખુબસુરત,..ભાગ્યશાળી, અદેખી થાય, સંતાન સુખ પણ સારૂં રહે. ૮—પતળી, ક્રોધી, અને મંદવાડ ભોગવનાર થાય. ૯—હમેશાં ધર્મચુસ્ત, વિનયી અને સુખી. ૧૦—પૈસે ટકેથી સુખી અને સદ્દગુણી થાય. ૧૧—ઝવેરાતના દાગીના અને સુંદર આભુષણો પ્રાપ્ત થાય. ૧૨—કમનસીબ. પતળી, નીચા બાંધાની, નિસ્તેજ, અને આંખના દર્દથી પીડીત રહે.

વિશેષમાં ચંદ્રમા જો મેષ, કર્ક, તુલા અથવા મકર, એમાંની કોઇ પણ રાશીનો હોય તો તેણી નમ્ર, શ્રીમંત, સદ્દગુણી, પરોપકાર વૃત્તિવાળી, યા સહીયરોને મદદ કરનારી થાય, જમીન મળે, ચહેરો સુંદર હોય.

---

## મંગળની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન—આખું શરીર ગરમ રહે, લુંટારાઓને યા તેવા હરામખોરોને ઉત્તેજન આપે, અંતઃકરણ ખરાબ યા મેલું રહે, અતિશય બળવાન, થોડા ભણેલો, પૈસાવાળો અને અધિરીઓ થાય.

૨ જું સ્થાન—ઘણુંજ થોડું ભણેલો, ગરીબ અને ખરાબ માણસો ઉપર આધાર. રાખનારો થાય, દુશ્મનો પેદા થાય.

૩ જું સ્થાન—ભાંડુ થોડાં હોય, રાજા તરફથી સહેલાઇથી વસ્તુઓ પ્રાપ્ત થાય, શક્તિવાન અને શ્રીમંત થાય.

૪ થું સ્થાન—પરદેશમાં ભાઇબંધ દોસ્તદારો તરફથી હરકત અથવા સંકટ ઉત્પન્ન થાય તેમજ હંમેશાં દેહ સંબંધી સુખના માટે ચિંતા એટલે કે દેહ નરમ ગરમ રહ્યાજ કરે.

૫ મું સ્થાન—સ્ત્રી, સંતાન અને ભાઇબંધો માટે ચિંતા—સુખ ઘણુંજ થોડું, વિચાર–તરંગોથી હંમેશ તણાતોજ રહે, કંઈ કંઇ વિચારો થયાજ કરે.

૬ ઠું સ્થાન—ભુખ સારી લાગે, ગુસ્સો વધારે લાગે, દુશ્મનોનો નાશ કરે અને સારા માણુસોની સોબત મેળવે.

૭ મું સ્થાન—શરીર નાકૌવત રહે, કેટલીક મુશ્કેલીઓ ખમવી પડે.

૮ મું સ્થાન—આંખો સોર્ટ સાઇટ અથવા તેજ ઓછું, લોહી વિકારનો રોગ થાય, દુષ્ટ કૃત્યોમાં રાજી રહે અને સારા માણુસોને સંતાપે.

૯ મું સ્થાન–બહાદુર થાય, રાજ્ય દરબારની મહેરબાની પ્રાપ્ત થાય અને બીજાઓના સુખમાં રાજી થાય.

૧૦ મું સ્થાન–રાજ્ય તુલ્ય વૈભવ ભોગવે, હંમેશાં આનંદી રહે, કીંમતવાન થાય, બીજાનું પણ કલ્યાણ કરે અને કીંમતી ચીજોનો સંગ્રહ કરે યા કીંમતી વસ્તુઓ પ્રાપ્ત થાય.

૧૧ મું સ્થાન–તાંબુ, રાતી વસ્તુ અને રાતો પોષાક વધુ પસંદ કરે. રાજાની મહેરબાની તેમજ સુંદર મકાન મળે.

૧૨ મું સ્થાન–જીંદગીમાં એક વખત ખોટો આરોપ આવે અથવા કેદનો ભય ઉત્પન્ન થાય. એક વખત ચોરી યા નુકશાન થાય. આંખો સોર્ટ સાઈટ અથવા નિસ્તેજ–તેજ ઓછું થાય.

---

## સ્ત્રીઓના સંબંધમાં,

૧–પતળી, બહાદુર, પાપીષ્ટ, અને ખરાબ લક્ષણ યા ટેવવાળી હોય. માથાનો દુખાવો વારંવાર થઇ આવે યા તો મગજ સંબંધી કંઈ પણ દુઃખાવો થયા કરે. ૨–કમનસીબ ચહેરો, વિલક્ષણ અને સંતાન સુખનો વિચ્છેદ. ૩–ભાંડુઓનો નાશ અથવા વિયોગ યાતો અણબનાવ, શ્રીમંત, સુખી, સુંદર, અને આનંદી. ૪–બહેનપણીઓ.

વિનાની, કંઇ કંઈ બાબતે દુઃખી, સંતાન સુખ માટે ચિંતા. ૫–કમનસીબ, સંતાન, દ્રવ્ય યાતો સુખનું સત્યાનાશ. ૬–ભાગ્યશાળી, કીર્તિવંત, દુશ્મનોથી ઘેરાયલી પણ આખરે દુશ્મનોનો નાશ થાય, અને તેમનાથી પૂજાય. ૭–ગરીબ, પ્રજા સુખ વગરની, દુરાચારીણી અને કમનસીબ. ૮–હંમેશાં માંદી, દીલગીર યાતો દુઃખી રહે, વૈધવ્યપણું જલદીથી પ્રાપ્ત થાય. ૯–ધર્માંધ, કમનસીબ, યા ભાગ્ય માટે ચિંતા. ૧૦–દુષ્ટ કૃત્યોમાં તત્પર થાય, સંતાનો તથા બહેનપણીઓ ઓછાં થાય. ૧૧–ધન દોલત અને છૈયાં છોકરાંનું સુખ મળે. ઓળખાણ પીછાન ઘટે. ૧૨–આબાદી થાય, વર્તણુક સારી.

---

## બુધની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન—નમ્ર, શાંત, ચોખ્ખો, કેળવાયલો યા વિદ્વાન થાય.

૨ જું સ્થાન—ખુબસુરત, સુખી, આબાદી અને વીનયી.

૩ જું સ્થાન—બહાદુર, કમનસીબ, અને કુટુંબ વિગેરેથી ઘેરાયલો.

૪ થું સ્થાન—ધન ધાન્ય અને રહેઠાણ મકાન મળે, નૃત્યકળા અને ગાયનકળાનો શોખીન થાય. ભણેલો હોય.

૫ મું સ્થાન—મિત્ર સ્નેહીઓથી સુખી, દરેક બાબતમાં સારી સલાહ આપનારો થાય.

૬ ઠું સ્થાન—વાતગરો, દુષ્ટ અંતઃકરણનો, રોગ શત્રુઓથી પીડાયલો, સુસ્ત અને અસ્વસ્થ મનનો હોય.

૭ મું સ્થાન–સુંદર, પૈસાદાર અને સાચો યા વિશ્વાસુ થાય. સ્રી પોતાની સારસંભાળ રાખે.

૮ મું સ્થાન–બહુ બળવાન નથી. દરેકની વિરૂધ થનારો અને રાજ્યથી ગુજરાન ચલાવનારો યા નોકરીથી પોષણ કરનારો થાય.

૯ મું સ્થાન–ડાહ્યો, ભણેલો, શ્રીમંત અને નોકર ચાકરથી સુખી.

૧૦ મું સ્થાન–ચતુર, સુંદર અને આબરૂદાર.

૧૧ મું સ્થાન–નસીબવંત, ખાનદાન, ગૃહસ્થી, આનંદી, અને જુદા જુદા વિષયોનું જ્ઞાન ધરાવનાર થાય. માનકીર્તિ સારી મળે.

૧૨ મું સ્થાન—દયાવિનાનો, સારા માણુસોથી તજાયલો, મોટાં મોટાં સાહસ કરનારો થાય.

---

## સ્ત્રીઓના સંબંધમાં.

૧—ભાગ્યશાળી, નસીબવંત, માનવંતો, ચતુર અને સુખી. ૨—આભુષણો મળે, સુખી થાય. ૩—ખુબસુરત, શાણી, ધણીથી અને ભાઇભાંડુથી સુખી. ૪—ધર્મચુસ્ત, ધર્મ કાર્યોમાં તત્પર રહે, દરેક રીતે ભાગ્યશાળી, નસીબ આગળ આગળ ખુલતું જાય. ૫—પૈસાદાર અને ખુબસુરત. ૬—કજીયાંખોર, જરા જરામાં મિજાસ ખોઇ બેસે તેવી, કઠોર છતાં ચાહના રાખનારી. ૭—સાદી, કૃપાપાત્ર, ભાગ્યશાળી, રાજા પણ ચાહના રાખે. ૮—નસીબવંત, સુખી અને લાંબા આયુષ્યવાળી. ૯—ધાર્મિક તથા સુખ સંતોષી. ૧૦—માનપાન પામનારી, સારા કૃત્યોમાં ભાગ લેનારી પણ સહેજ મિજાસની ચસ્કેલ. ૧૧-ધનવાન, બાળબચ્ચેથી સુખી અને હમેશ આબરૂમાં રહેનારી ૧૨—છુટથી પૈસા ખર્ચનારી એટલે ઉડાઉ, સારી રીતે વર્તનારી, બોલવામાં નમ્ર, અને માબાપની આજ્ઞામાં રહેનારી.

---

## ગુરૂની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન—વિધા સારી ભણે, રાજા જેવું માન સત્કાર પામે, ડાહ્યો, બીજાને આભારી કરનારો. સુંદર અને નસીબની સારી લીલાઓ પ્રાપ્ત કરનારો થાય.

૨ જું સ્થાન—ખુબસુરત, વિદ્વાન, સદ્ગુણુ અને કીર્તિ સંપાદન કરે. પ્રખ્યાત, ખાનદાન અને શ્રીમંત થાય.

૩ જું સ્થાન—વ્યવહારિક રીતભાતોથી બાતલ, ગરીબ છતાં પરોપકારી, ઝાડો અથવા વાયુવિકાર કંઇક ઉત્પન્ન થાય.

૪ થું સ્થાન—માને મળે તો બહુ આનંદ પ્રાપ્ત થાય, દ્રવ્ય અને મકાન બંગલાઓ મળે, રાજ્ય સત્તાથી ધન દોલત મેળવે.

૫ મું સ્થાન—સંતાનથી સુખી, સારા મિત્રો અને સલાહકાર મળે. રહેઠાણો પણ સુંદર મળે. ઘણોજ નમ્રવક્તા થાય.

૬ ઠું સ્થાન—ગાયન, નૃત્યકળા યા સીતાર હારમોનિયમમાં રાજી થાય અને તેજ લક્ષ વધારે રહે, પોતાનું નામ અમર રાખવાને ઇચ્છા કરે અને દુશ્મનોથી બ્હીતો રહે.

૭ મું સ્થાન—હમેશ ભણવાપરજ લક્ષ રહે; સ્ત્રી અને ધનથી સુખી થાય. કવિ બને યા કવિતાઓ તથા કાવ્યનો શોખીન થાય.

૮ મું સ્થાન—કોઇ પણ બાબતનું અનુમાન કરી શકે નહિ, અહંકારી, દુર્ગુણી, પતળો અને સુસ્ત થાય.

૯ મું સ્થાન—રાજાનો કાઉન્સેલર થાય, લોક કલ્યાણક કાર્યો કરે, પુસ્તકો વાંચવાનો શોખીન થાય, તેમાંજ આનંદ માને. દ૬ ઠરાવનો અને કામ કરવામાં બાહોશ થાય.

૧૦ મું સ્થાન—રાજાના જેવો થાય, દરેક બાબતે સુખી, હરકોઈ તેનાં વખાણ કરે અને માન આબરૂ આપે.

૧૧ મું સ્થાન—હીમતવાન અને દ્રવ્યવાન, સુંદર પોષાક-વસ્ત્રો મળે, ઝવેરાત પણ પ્રાપ્ત થાય અને રાજાનો મ્હોટો માનીતો અમલદાર બને.

૧૨ મું સ્થાન—ઘણી રીતે હરકત થાય, ખરાબ ટેવનો, શરમ વગરનો અને ખરાબ મિજાસનો થાય. બુદ્ધિ ટુંકી.

---

## સ્ત્રીઓના સંબંધમાં.

૧—સુંદર ચહેરો, લાયકાત, ગુણોથી ભરેલી, ભાગ્યશાળી. ૨–રૂબરૂમાં ઘણીજ ખુબસુરત લાગે, પૈસાદાર, નસીબવંત, બોલવામાં છટાદાર અને ધર્માદા કાર્યોમાં આગળ પડતી. ૩–સુંદર ચહેરાવાળી, ભાઈભાંડુથી સુખી, કાળી આંખોવાળી અને ધીમે ધીમે ઘર-ગાડું ચલાવનારી. ૪–હુલ્લડખોર, સહીયરોથી સુખી, કુટુંબમાં માન પામનારી અને શ્રીમંત. ૫–સંતાન અને પૈસાથી સુખી, સારા નરસાનો વિચાર કરનારી થાય. ૬–જુઠ્ઠા બોલી, હમેશ આનંદી, અને સહીયરોથી સુખી. ૭–ભાગ્ય, ધન દોલતથી સુખી, સ્ત્રીઓમાં આગળ પડતો ભાગ લેવાવાળી. ૮–ધાર્મિક વિચારની, ભાગ્યશાળી, પ્રજાવાળી અને વિશ્વાસ લાયક. ૯–ધાર્મિક મન, પવિત્ર અને સદાચારી. ૧૦–સગાં કુટુંબી-

ઓમાં માન મળે, નસીબવંત, જાહેરકામોમાં ભાગ લેવાવાળી, ધણી ઉપર સારી આસ્થાવાળી, પોતાનાજ કાર્યમાં રોકાયલી રહે, બાળ બચ્ચાં અને પૈસે ટકે સુખી. ૧૧–સંતાન સુખ ઘણુંજ સારૂં, ઉચ્ચ ગુણોથી ભરપુર, ધણીની માનીતી, ખુબસુરત, પૈસાદાર, સારી વર્તણુકની. ૧૨–ઇશ્વર પૂજામાંજ રોકાયલી, સારા કામમાં ખર્ચ કરનારી, તવંગર.

---

## શુક્રની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન–હુન્નરકળાનો ઇતેજાર, નમ્રબોલનાર, મજબુત, શ્રીમંત થાય.

૨ જું સ્થાન–સારાં સારાં ભોજન જમવાની ઇચ્છાવાળો, તવંગર અને સાહસીક, શક્તિવાન બને.

૩ જું સ્થાન–પતળો, ગરીબ, ઠંડો મશ્કરો અને સહેજ તોફાની થાય, અને ખરાબ સ્થાનોમાં નિવાસ કરનારો થાય.

૪ થું સ્થાન–વાડી વજીફા યા મકાન અથવા જમીનની માલકી ધરાવનારો, ભાઇબંધ દોસ્તારવાળો, આનંદી સુખી અને સત્યને માન આપનારો થાય.

૫ મું સ્થાન–કાવ્યનો શોખીન અથવા કવી બને, શ્રીમંત અને માન કીર્તિ સંપાદન કરનારો થાય.

૬ ઠું સ્થાન–કમતાકાત શરીર અને નબળા મનવાળો થાય. સ્ત્રીઓ તેની દરકાર કરે નહિ.

૭ મું સ્થાન–હુન્નરકળા, પાણી અને સ્ત્રીઓને પસંદ કરનારો.

૮ મું સ્થાન–અહંકારી, બહાદુર પણ કાવત્રાંબાજ યા લુચ્ચો.

૯ મું સ્થાન–શાંત પ્રકૃતિનો, ધાર્મિક મન, ખુશમિજાજ, કવિતા અને વાંચનનો શોખીન.

૧૦ મું સ્થાન–નશીબદાર, વિચારવંત અને સુખી થાય. લોકોમાં માન આબરૂ મળે. ધર્મચુસ્ત થાય.

૧૧ મું સ્થાન–નૃત્યકળા યા ગાયનકળા વધુ પસંદ, પૈસાદાર અને ધાર્મિક થાય.

૧૨ મું સ્થાન–જુઠો અને દયાવગરનો હોય, ઉદાસી રહે.

---

## સ્ત્રીઓના સંબંધમાં.

૧–સુખી, સારા દેખાવની, જરા મોટી આંખો વાળી, દીર્ઘાયુષી અને નસીબદાર થાય. ૨–સુંદર પોષાક–કપડાં લત્તાં મળે, સુખી થાય. ખાવાપીવામાં અને પહેરવા ઓઢવામાં મોજમઝા માને. ૩–સ્વાર્થી, તોફાની, કમનસીબ. ૪–બહેનપણીઓથી પ્રીતિવાળી, નોકર ચાકર અને ઘરબારથી સુખી, દ્રવ્યવાન થાય. ૫–સંતાન સુખથી સુખી, મંડળ અથવા સોસાઈટીના ફાયદા ગેરફાયદા સમજનારી. ૬–ઉદાસી રહે, દુશ્મનો ઉભા થાય. ૭–ભાગ્યવંત, ધનવાન, ખુબસુરત, સુખી અને ધણીની માનીતી તેમજ સારી વર્તણુકની થાય. ૮–કુટુંબ ખટલાંથી સુખી અને સંતોષી. ૯–સારા કૃત્યો કરવાવાળી અને દોલતવંત થાય. દરેક સ્થળે માન મળે. ૧૦–જે કામની શરૂઆત કરે તેને પૂરૂંજ કરે. દોલતવંત, ભાગ્યવંત અને ધણીની આજ્ઞાંકિત થાય. ૧૧–નોકર ચાકરની સાહ્યબીથી સુખી, સંતાનોથી ઘેરાયલી. બહેનપણીઓ તેમજ ધનથી સુખી. ૧૨–સારા કાર્યોમાં પૈસા ખર્ચનારી, પૈસા ટકાથી સુખી.

---

## શનિની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન—જો શનિ નબળો યા નીચનો હોય તો ઠીક ઠીક. ઉચનો હોય તો દુઃખદાયક, જુદી જુદી વિટંબનાઓ ઉત્પન્ન કર્ત્તા.

૨ જું સ્થાન—બીજાના ઘરમાં રહે, દુર્ગુણો શીખે, મિત્રો તજી દે પણ પરદેશમાં રાજ્યદરબારથી માન મળે.

૩ જું સ્થાન—દરબારથી યા સરકારથી માન મળે, ગામમાં નામાંકિત થાય યા તો મ્હોટો જાગીરદાર થાય એટલુંજ નહિ પણ ઘણા લોકોનું તેનાથી પોષણ થાય.

૪ થું સ્થાન—દેખાવમાં કંઈક ખોડખાંપણ હોય, આળસુ ચીતભાતવાળો, કજીયાખોર, માંદો યા નિસ્તેજ અથવા તો ચહેરાપર હમેશ ફીક્કાશ રહે.

૫ મું સ્થાન—નબળો, પૈસાની તાણ અને પ્રજા સુખ થોડું, જુગાર અથવા સટ્ટાથી નુકસાન થાય.

૬ ઠું સ્થાન—દુશ્મનોનો નાશ કરે, ડાહ્યો, આજ્ઞાંકિત, શરીરે જાડો, તથા ચાલાક થાય.

૭ મું સ્થાન—શરીર મંદ, સ્ત્રી તથા ઘરબાર માટે કંઇક ચિંતા.

૮ મું સ્થાન—શરીરે પતળો, ત્વચા રોગનો સામાન્ય ઉપદ્રવ, કોઇની સોબત કરનારો નહિ, કામ કરવામાં ધીમો.

૯ મું સ્થાન—ધાર્મિક કૃત્યોમાં શ્રદ્ધા ન હોય, વિચારો દુષ્ટ હોય.

૧૦ મું સ્થાન—ડાહ્યો, ઘણોજ હોશીઆર, વિનયી, ગુસ્સાવાળો તથા લુચ્ચો યા કપટી.

૧૧ મું સ્થાન—જમીન તથા કાળી વસ્તુઓનો લાભ થાય, ખેતીનાં સાધનોથી રાજી થાય, શરીરનો બાંધો મજબુત હોય.

૧૨ મું સ્થાન—દયા વગરનો, ( દયા હોય તો પૈસો ન હોય) ખર્ચાળુ અથવા ઉડાઉ, આળસુ, હલકી મંડળીઓમાં ભળનારો, કમનસીબ.

---

## સ્ત્રીઓના સંબંધમાં.

૧—કમનસીબ, કઢંગા દેખાવની, ગરીબ, દિલગીરીથી ભરપુર અને બેચેની પણ જો શનિ ધન, મકર, કુંભ અથવા મીન રાશિમાં હોય તો સારી અસર કર્તા છે. ૨—ચહેરો કઢંગો, લોભી અને પાપીષ્ટ. ૩—શરીરે મજબુત, ધાર્મિક, આબરૂદાર અને પૈસાદાર થાય. ૪—છાતીના રોગથી પીડાય, પરદેશમાં રહે, કમનસીબ. ૫—પૈસા ટકા અને સુખથી પરિતાપ, છોકરવાદી, પોતાનો કક્કોજ ખરો કરનારી. ૬—સારા ગુણવાળી, પૈસાથી તેમજ કપડાં આભૂષણથી સુખી પણ દુશ્મનો હોય. ૭—પતિના સુખ માટે ચિંતા અથવા વિધવા થાય, પરદેશ ભોગવવું પડે, છૈયાં છોકરાં તથા દ્રવ્યથી ભાગ્યશાળી. ૮—અતિશય ગભરાટમાં મૂકાય અથવા પતિ વૈભવનો નાશ, ત્વચા રોગથી દુખી, કમનશીબ. ૯—ધર્મ અર્થ અને સંસારી સુખોનો નાશ. ૧૦—અત્યંત ભાગ્યવંત, જમીન સ્ટેટવાળી, સુંદર અને શાણી. ૧૧—લાંબા આયુષ્યવાળી, હુન્નર કળાની શોખીન, કંઇ પણ રોગ વગરની, દ્રવ્યવાન અને સુખી. ૧૨—અભણ અથવા બીન કેળવાયલી, શરમ વગરની, બીનજરૂરી ખર્ચ કરનારી.

---

## રાહુની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન–તોફાની અને પોતાનાંજ માણસને છેતરનારો હોય છે. માથામાં જુદી જુદી જાતનાં દર્દ ઉત્પન્ન થાય.

૨ જું સ્થાન–કઠણ હૃદયનો, આમ તેમ ભટકનાર યા મુસાફરી કરનાર.

૩ જું સ્થાન–દુશ્મનોને ખરાબ કરનારો, પ્રખ્યાત, નસીબવંત, શક્તિવાન, દરેક જાતના જાનવરોનો નાશ કરનાર થાય. ત્રણ ભાઇઓ ગુમાવે.

૪ થું સ્થાન–કમનસીબ, મિત્ર વગરનો યા સુખથી ત્યજાયલો.

૫ મું સ્થાન–કુટુંબથી ફુટો પડેલો, ભાઇબંધ વગરનો.

૬ ઠું સ્થાન–થોડા દુશ્મનોની ઉપાધિ થાય, મજબુત અને કંઇ કંઇ વસ્તુઓ પ્રાપ્ત થાય.

૭ મું સ્થાન–પોતાની સ્ત્રી સાથે તકરાર થાય યા સ્ત્રી મરી જાય.

૮ મું સ્થાન–દુશ્મનોથી સંતાપ, કંઇક મુશ્કેલીઓ ખમવી પડે.

૯ મુ સ્થાન–ધર્મજડ અને મિત્રહીન.

૧૦ મું સ્થાન–કમનસીબ, માબાપ તરફથી કંઈપણ લાભ મળે નહિ.

૧૧ મું સ્થાન–રાજ્ય તરફથી દ્રવ્ય લાભ થાય, સુખ મળે.

૧૨ મું સ્થાન–દુષ્ટ સોબતીઓ પસંદ કરે, નેત્રમાં કંઇક દુઃખાવો થાય યા એક વખત સખ્ત પીડા ભોગવે.

---

## કેતુની દરેક સ્થાનમાં જુદી જુદી સત્તા.

૧ લું સ્થાન–બ્હીકણ અને આતુર.

૨ જું સ્થાન–ચહેરા ઉપર કંઇક ચિન્હ થાય, દુશ્મનો પણ પેદા થાય.

૩ જું સ્થાન–દ્રવ્યવાન, શક્તિવાન, દુશ્મનોથી ધાસ્તી.

૪ થું સ્થાન–મિત્રોથી હરકત થાય, માતા સુખી નહિ.

૫ મું સ્થાન–પડી જવાથી હોજરીના ભાગ ઉપર ઘા લાગે, પ્રજા થોડી થાય, હમેશાં શક્તિવાન રહે.

૬ ઠું સ્થાન—તંદુરસ્ત રહે, પિત્રાઇઓ અથવા મોસાળીઆં ધિક્કાર આપે.

૭ મું સ્થાન—રોગોની ઉત્પત્તિથી અસુખી, પૈસા ગુમાવે.

૮ મું સ્થાન—રહેઠાણ— મકાન મળે, બહુ મુશીબત ભોગવવી પડે.

૯ મું સ્થાન—હાથમાં દરદ ઉત્પન્ન થાય. મહેનત ન પડે.

૧૦ મું સ્થાન—કમનસીબ, માંદો, અને કંઇકંઈ ઉપાધિ.

૧૧ મું સ્થાન—સારૂં બોલવાવાળો, પણ કંઇક છોકરવાદી રહે.

૧૨ મું સ્થાન—નિસ્તેજ, નેત્ર—આંખમાં તથા પગમાં કંઇક પીડા, ખર્ચાળ થાય.

પ્રાચીન યા કેટલાક જોશીઓ રાહુ તથા કેતુને ગ્રહમાં ગણે છે, પણ તેના ફળ ઉપર આધાર રાખતા નથી. તેઓ ફક્ત એટલુંજ માને છે કે જો એ ગ્રહો કોઇના જોડાણમાં હોય તો તેની સત્તામાં ફેરફાર યા વધઘટ કરે છે, જેથી રાહુ તથા કેતુ માટે આઓનું ફળ જુદું લખવામાં આવ્યું નથી.

---

## ગ્રહોનાં દૃષ્ટિ ફળ બાબત.

દરેક ગ્રહો પોતાનાથી સાતમા સ્થાનને સંપૂર્ણ રીતે જુએ છે. વિશેષમાં મંગળ પોતાનાથી ચોથા, સાતમા તથા આઠમા સ્થાનને, ગુરૂ પાંચમા, સાતમા તથા નવમા સ્થાનને, શનિ ત્રીજા, સાતમા તથા દશમા સ્થાનને અને રાહુ પાંચમા, સાતમા, નવમા તથા બારમા સ્થાનને સંપૂર્ણ રીતે જુએ છે.

ઉપર જણાવ્યા સિવાય દરેક ગ્રહો પોતાનાથી ચોથા તેમજ આઠમા સ્થાનને ¾ દૃષ્ટિથી, પાંચમા તથા નવમા સ્થાનને ½ દૃષ્ટિથી અને ત્રીજા તથા દશમાને ¼ દૃષ્ટિથી જુએ છે.

---

## સૂર્યનાં દૃષ્ટિ ફળ.

૧ સૂર્ય જો પ્રથમ સ્થાનને જોતો હોય તો ઘણા દેશોમાં મુસાફરી કરવી પડે, શરીર કિંચીત પીડાકારી રહે, ધર્મ ઉપર થોડી આસ્થા રહે છતાં ભાગ્યમાં સારૂં ફળ થાય.

૨ બીજા સ્થાનને દેખતો હોય તો બાપોકી મિલ્કતનો નાશ થાય, શરીર ગુપ્તરોગી રહે, પોતાના પરાક્રમથી ગુજરાન ચલાવે અને જાનવરોનું સુખ મળે.

૩ ત્રીજા સ્થાનને દેખતો હોય તો પોતાનાથી પહેલા ભાંડુનો નાશ થાય, પરાક્રમનો સારો ઉદય થાય, ભાગ્યની વૃદ્ધિ થાય તથા રાજ્યથી મહેરબાની મળે

૪ ચોથા સ્થાનને દેખતો હોય તો માતા તથા ભાઇઓને પીડાકારી થાય, છતાં માન, કીર્તિ અને ઇજ્જત આબરૂનો વધારો થાય.

૫ પાંચમા સ્થાનને જોતો હોય તો પ્રથમ સંતાનનો નાશ અને શરીર વાયુથી પીડાકારી રહે.

૬ છઠ્ઠા સ્થાનને જોતો હોય તો શત્રુ માત્રનો નાશ થાય, જમણી આંખમાં પીડા અને મનુષ્ય માત્ર સાથે લ્હેણાદેણી હોય.

૭ સાતમા સ્થાનને જોતો હોય તો કામદેવનું પ્રબળ ઓછું રહે, સ્ત્રી સુખમાં ખલલ, શત્રુથી પીડા અને શરીર પાંડુ રોગથી પીડિત હોય.

૮ આઠમા સ્થાનને જોતો હોય તો ગુહ્ય સ્થાનકે તેમજ શરીરે પણ પીડા થાય, પિતાનો ધંધો કરે નહિ, પિતાની વૃત્તિ પ્રમાણે ચાલે નહિ, બીજા ધંધા કરે, પારકી સ્ત્રીઓમાં પ્રવૃત્તિ રાખે આ વ્યભીચારી થાય.

૯ નવમા સ્થાનને જોતો હોય તો મોસાળ, પિતૃ અથવા શ્વસુર પક્ષનો નાશ થાય, પાપકર્મ ઉપર પ્રીતિ ઉપજે, દયાહિન અને છેલ્લી અવસ્થામાં સુખી થાય.

૧૦ દશમા સ્થાનને દેખતો હોય તો નસીબવંત પણ પહેલી અવસ્થામાં માતાના સુખનો નાશ થાય પરંતુ જો સૂર્ય સ્વગ્રહી યા ઉચ્ચનો હોય તો માતાના સુખવાળો તથા ઘણો પરાક્રમી જાણવો.

૧૧ અગીયારમા સ્થાનને જોતો હોય તો બુદ્ધિવાન થાય, સુંદર ચીજોની પ્રાપ્તિ થાય અને પ્રથમ પુત્રનો નાશ થાય.

૧૨ બારમા સ્થાનને જોતો હોય તો પોતાના સ્થાનકનો નાશ થાય, અન્ય સ્થાનકમાં નિવાસ કરવો પડે, વાહનથી અથવા ચતુષ્પદ જાનવરથી પીડા હોય અને ઘણા વખત સુધી મુશ્કેલીથી ગુજરાન ચલાવવું પડે.

## ચંદ્રનાં દૃષ્ટિ ફળ.

૧ ચંદ્ર જો પહેલા સ્થાનને જોતો હોય તો માણસ મુસાફરીનો શોખીન, વિકળ બુદ્ધિવાળો, શરીરે સુંદર અને સારી કાંતિવાળો હોય.

૨ બીજા સ્થાનને દેખતો હોય તો કુટુંબના ઘણા સુખવાળો હોય પરંતુ પોતાના જન્મથી આઠમે વર્ષે જળથકી અથવા પથ્થર વાગવાથી પીડા થાય.

૩ ત્રીજા સ્થાનને જોતો હોય તો સારા ભાગ્યવાળો અને પરાક્રમી થાય.

૪ ચોથા સ્થાનને જોતો હોય તો શરીરે સુખી પણ સ્ત્રી વિલાસ કરવાથી કંઇક ગુપ્ત રોગી થાય.

૫ પાંચમા સ્થાનને જોતો હોય તો પ્રથમ પુત્રીનો જન્મ થાય, રાજા જેવો હોય અને પરદેશમાં આજીવિકા ચાલે.

૬ છઠ્ઠા સ્થાનને જોતો હોય તો રોગ શત્રુઓનો વધારો થાય, કફ તથા ધાતુ ક્ષયના દરદો ઉત્પન્ન થાય અને શરીરમાં પણ કિંચિત દરદ રહે.

૭ સાતમા સ્થાનને જોતો હોય તો પોતાને સુંદર સ્ત્રી મળે, પોતે અતિકામી, બીજા સાથે વાદવિવાદ કરનારો અને પોતાના વચન મુજબ ચાલનારો થાય.

૮ આઠમા સ્થાનને જોતો હોય તો જીંદગીમાં એક વખત ગમે ત્યારે મૃત્યુ સરખી પીડા ભોગવે, શરીર ઠંડુ રહે, જન્મથકી આઠમે વર્ષે ઘણી પીડા હોય.

૯ નવમા સ્થાનપર દૃષ્ટિ હોય તો પ્રદેશથી ભાગ્યનો ઉદય થાય, પ્રદેશમાં રાજ્ય કરવા જેવું સુખ ભોગવે, ભાઇઓનું સુખ હોય, ધનનું સુખ થોડું હોય પણ ખર્ચ વધારે કરે.

૧૦ દશમા સ્થાનને દેખતો હોય તો ચતુષ્પદ જનાવરથી ગુજરાન ચલાવે, પુત્રથી, સ્ત્રીથી અને કુટુંબથી સુખી હોય, પણ ધર્મ માર્ગમાં થોડી બુદ્ધિ હોય.

૧૧ અગીયારમા સ્થાનને દેખતો હોય તો ધન લાભ થયા કરે, મનોરથ–કામ સફળ થાય, પીડા માત્રનો નાશ હોય, સ્ત્રી પુત્રાદિકનું

ઘણું સુખ મળે, સોના સરખી શરીરની કાંતિ હોય અને સર્વ સુખની ધીમે ધીમે પ્રાપ્તિ હોય.

૧૨ બારમા સ્થાનનો જોતો હોય તો પિતા સુખ થોડું હોય, રાજ્યથી જશ મળે, ન્યાય બુદ્ધિથી વર્તનારો હોય તથા હમેશ સારી વસ્તુનો વધારો કરનારો જાણવો.

---

## મંગળીનાં દૃષ્ટિ ફળ.

૧ મંગળની જો પ્રથમ સ્થાનપર દૃષ્ટિ હોય તો એક સ્ત્રી અને પહેલા સંતાનનો નાશ થાય, નેત્રમા વિકળતા, સ્ત્રી સુખ થોડું અને પગને કિંચિત પીડાકારી થાય.

૨ બીજા સ્થાનને દેખતો હોય તો કુટુંબ સુખ થોડું હોય. મનની પ્રાપ્તિ થાય પણ ધીમે ધીમે નાશ થાય. ગુદાસ્થાનમાં હરસની પીડા તથા લોહી પડવાથી પીડા થાય.

૩ ત્રીજા સ્થાનને દેખતો હોય તો કુટુંબમાં કલેશ અથવા કુટુંબ સુખનો નાશ થાય, પ્રદેશમાં રાજ્યદ્વારથી માન મળે તથા ભાંડુ સુખનો નાશ કરે.

૪ ચોથા સ્થાનને જોતો હોય તો પોતાની માતાને પોતાના જન્મથી ચોથે મહિને પીડા, રાજાથી કિંચિત ભય અથવા પરિતાપ ઉત્પન્ન થાય.

૫ પાંચમા સ્થાનને દેખતો હોય તો પહેલા સંતાનનો નાશ, પેટમાં અતિશયં જઠરાગ્નિ, હરકોઈ સ્થાને માન મૂકી જમવા જાય એવો બુભુક્ષત હોય.

૬ છઠ્ઠા સ્થાનને દેખતો હોય તો શત્રુ માત્રનો તથા મોશાળ પક્ષના સુખનો નાશ અને લોહી વિકારની પીડા થાય.

૭ સાતમા સ્થાનને દેખતો હોય તો કેડના દરદથી વ્યાકુળ અને સ્ત્રી પુત્રાદિકનું સુખ થોડું રહે.

૮ આઠમા સ્થાનને જોતો હોય તો હરસના રોગથી પીડા પામે, ઘરમાં કલેશ, હમેશાં ચિંતા તથા ધન કુટુંબથી દુઃખી રહે.

૯ નવમા સ્થાનપર દૃષ્ટિ હોય તો ભાગ્યનો સારો વધારો થાય, સાળાનું સુખ અને તેનાથી સંતોષ મળે, ભ્રાતૃ સુખનો નાશ, બુદ્ધિ સારી હોય.

૧૦ દશમા સ્થાનને દેખતો હોય તો સર્વસિદ્ધિ, સ્થાનકનું સુખ હોય, પરાક્રમ સારૂં પરંતુ જન્મથી ચોથે વર્ષે પિતાને પીડા થાય.

૧૧ અગીઆરમા સ્થાનને જોતો હોય તો આયુષ્ય લાંબુ હોય, ગર્ભનો વારંવાર નાશ, વૃદ્ધાવસ્થામાં પુત્રનું સુખ તથા બીજું સુખ મળે.

૧૨ બારમા સ્થાનને જોતો હોય તો પિતાનું અલ્પ સુખ, માતાનું સુખ સારૂં, સર્વ શત્રુનો નાશ અને મનુષ્ય માત્ર પ્રત્યે સુખ સંતોષ વધારે રહે.

---

## બુધનાં દૃષ્ટિ ફળ.

૧ જો પ્રથમ સ્થાન ઉપર બુધની દૃષ્ટિ હોય તો વેપાર ઉપર પ્રીતિવાળો, વસ્ત્રાદિ તથા ઘરેણાં મેળવનારો, જીવનો ઉદાર, વીર્ય પુષ્ટિવાળો તથા અહંકાર રહિત જાણવો.

૨ બીજા સ્થાન ઉપર દૃષ્ટિ હોય તો ધન સુખ સારૂં અને સારા ભાગ્યવાળો થાય.

૩ ત્રીજા સ્થાન ઉપર દૃષ્ટિ હોય તો ભાંડુ સુખવાળો, ડાહ્યો, તીર્થ યાત્રા કરવામાં પ્રીતિવાળો અને વેપારથી ગુજરાન ચલાવનારો થાય.

૪ ચોથા સ્થાન ઉપર દૃષ્ટિ હોય તો માતાના સુખવાળો હોય, રાજ્ય તરફથી પણ સુખ મળે, દ્રવ્ય કીર્તિનો વધારો થાય, પિતાંના પૈસાનું સુખ સારૂં હોય તથા શરીર કાંતિ સારી હોય.

૫ પાંચમા સ્થાનને જોતો હોય તો કન્યાની પ્રજા વધારે થાય, ચાર પુત્રી થયા પછી પુત્ર થાય, જશ અને સમૃદ્ધિવાળો હોય.

૬ છઠ્ઠા સ્થાનને જોતો હોય તો ઘણું કરીને મોશાળ પક્ષના સુખવાળો હોય, પરાયા માણસ સાથે વાદવિવાદ કરનારો હોય.

૭ સાતમા સ્થાનપર દૃષ્ટિ હોય તો ઘણી સ્વરૂપવાન સ્ત્રી મળે, શરીરનો સુખી, દીર્ઘાયુ અને સર્વ ધાતુના ક્રિયવિક્રયના સુખવાળો જાણવો.

૮ આઠમા સ્થાનને જોતો હોય તો ઉદ્યમની વૃદ્ધિ, તેનાથી ગુજરાન ચાલે, પ્રદેશમાં રહેવાવાળો તથા ગમે તે પ્રકારની રિષ્ટની પીડાનો નાશ કરે.

૯ નવમા સ્થાન ઉપર દૃષ્ટિ હોય તો પ્રદેશની મુસાફરી કરનારો હોય, રાજ્યદરબારથી માનપાન મળે, અને તેથી ભાગ્યમો વધારો થાય.

૧૦ દશમાં સ્થાનને જોતો હોય તો પિતાથી અધિક કર્મી હોય, રાજ્યમાન મળે, ગામમાં સારી કીર્તિ ગવાય અને પિતા તથા તેના ધનના સુખવાળો જાણવો.

૧૧ અગીયારમા સ્થાનને જોતો હોય તો ઘણા લાભવાળો, સર્વ પ્રકારના સુખવાળો, અને પરાક્રમી થાય.

૧૨ બારમા સ્થાન ઉપર દૃષ્ટિ હોય તો શુભ માર્ગે ધનનું ખર્ચ વિશેષ થાય, પોતાનાં હેતુ માણુસો અથવા બંધુ જનોથી વિરોધ હોય, છાતીમાં ગુમડાંની પીડા તથા અંગમાં વાયુની પીડાવાળો જાણવો.

---

## ગુરૂનાં દૃષ્ટિ ફળ.

૧ ગુરૂ જો પ્રથમ સ્થાનને જોતો હોય તો સ્ત્રી, ધન, તથા ભાગ્યથી સુખી જાણવો. શુભ માર્ગે ધનનો વ્યય થાય.

૨ જો બીજા સ્થાનને જોતો હોય તો પિતાના ધનનું સુખ ન હોય, પિતાને પગલે નહિ ચાલનારો, બીજા બીજા ઉદ્યમ કરનારો અને ધનના સારા સુખવાળો થાય.

૩ ત્રીજા સ્થાનને જોતો હોય તો ભાઈભાંડુના સુખવાળો, દ્રવ્યવાન અને સોનારૂપાના આભુષણથી સંતોષી જાણવો.

૪ ચોથા સ્થાનને જોતો હોય તો માતાપિતા, વાહન, દ્રવ્ય અને બંધુ સુખવાળો તથા જશવાન જાણવો.

૫ પાંચમા સ્થાનને જોતો હોય તો સંતાન—પ્રજા, ધન તથા વિદ્યા જ્ઞાન સારૂં હોય.

૬ છઠ્ઠા સ્થાનને જોતો હોય તો રોગ શત્રુનો ઉદય થાય, સ્થાનકનો નાશ, દ્રવ્યનો નાશ, માતપિતાને પીડા અને હમેશાં રીસાલ પ્રકૃતિ રહે.

૭ સાતમા સ્થાનને જોતો હોય તો પૂર્ણ ભાગ્યશાળી, દ્રવ્યનો લોભી, સુંદર સ્ત્રીના સુખવાળો અને કામી થોડા હોય.

૮ આઠમા સ્થાનને જોતો હોય તો પોતાના જન્મથી આઠમે વર્ષે મૃત્યુ સરખી પીડા થાય, રાજ્યથી ભય ઉત્પન્ન થાય, સ્ત્રી જાતિના સમાગમથી ધનનો ક્ષય થાય, તેમ બુદ્ધિનો પણ નાશ થાય.

૯ નવમા સ્થાનને જોતો હોય તો ધર્મનો વધારો થાય, રાજેન્દ્ર સરખી રીદ્ધિ હોય, શાસ્ત્ર ઉપર પ્રીતિ હોય અને સ્વતંત્ર હોય.

૧૦ દશમા સ્થાનને જોતો હોય તો રાજ્યથી માન પામનારો, સ્ત્રી પુત્રાદિકથી સુખી અને સારા શોભીતા ઘરમાં વૈભવ ભોગવનારો થાય.

૧૧ અગીઆરમા સ્થાનને જોતો હોય તો સારા સુખવાળો, નિરોગી તથા મિત્રના સુખવાળો જાણવો.

૧૨ બારમા સ્થાનને જોતો હોય તો શુભ માર્ગે ધનનો વ્યય થાય, સર્વ બાબતની ગુંચવણ, મનોરથનો નાશ અને બુદ્ધિનો ક્ષય થાય.

---

## શુક્રનાં દૃષ્ટિ ફળ.

૧ જો શુક્ર પ્રથમ સ્થાનને જોતો હોય તો માણસ પરાક્રમી, શરીરે સુખી અને સારા ભાગ્યવાળો થાય.

૨ બીજા સ્થાનને જોતો હોય તો દ્રવ્યથી સુખી, પોતાના પરાક્રમથી દ્રવ્ય મેળવી વૈભવ ભોગવે.

૩ ત્રીજા સ્થાનને જોતો હોય તો પોતાના જન્મ પછીનું ભાંડું બહેરૂં થાય, દેશાવરથી રાજ્યમાન મળે.

૪ ચોથા સ્થાનને જોતો હોય તો કર્મવાન્, ધર્મવાન્ અને વાહનના સુખવાળો જાણવો. જાનવરોનું પણ સુખ હોય.

૫ પાંચમા સ્થાનને જોતો હોય તો પુત્ર થોડા થાય, વિદ્વાન્ પણ તુચ્છ બુદ્ધિવાળો જાણવો.

૬ છઠ્ઠા સ્થાનને જોતો હોય તો પરાક્રમી, ભાગ્યવાળો થાય, કિંચિત્ કષ્ટ અને શત્રુનો વધારો.

૭ સાતમા સ્થાનને જોતો હોય તો પહેલો ગર્ભે પુત્રનોજ થાય, દ્રવ્યથી સુખી હોય.

૮ આઠમા સ્થાનને જોતો હોય તો વ્યાધિવાળો, કષ્ટીથી પૈસા મેળવનારો, અને સાધુ પુરૂષનો સમાગમ કરનારો જાણવો.

૯ નવમા સ્થાનને જોતો હોય તો પોતાના ગામમાં શ્રેષ્ટ કીર્તિવાળો, કુળ ધર્મથી વર્તનારો. ધનથી સુખી અને જશવાન હોય.

૧૦ દશમા સ્થાનને જોતો હોય તો દિનપ્રતિદિન પોતાના ભાગ્યની ચડતી કળા થાય, પ્રદેશમા ભાગ્યશાળી, દેશમા થોડા સુખવાળો, રાજ્યથી જશ મેળવનારો અને શુભ માર્ગે ધનવ્યય કરનારો થાય.

૧૧ અગીઆરમા સ્થાનને જોતો હોય તો કુટુંબમાં માનકારી, ગામમાં સુખી અને દ્રવ્યનો વધારો કરનારો જાણવો.

૧૨ બારમા સ્થાનને જોતો હોય તો વિવાહાદિક શુભ માર્ગે ધનનું ખર્ચ કરનારો અને પિતાની સારી ગતિ કરનારો થાય.

---

## શનિનાં દૃષ્ટિ ફળ

૧ શનિ જો પ્રથમ સ્થાનને જોતો હોય તો જન્મના ત્રીજા વર્ષમાં પીડા થાય તથા ધન મિત્રનો નાશ થાય.

૨ બીજા સ્થાનને જોતો હોય તો ધનનો નાશ, કુટુંબમાં વિરોધ થાય. તેરમા વર્ષે જળથી અથવા પથ્થર વાગવાથી પીડા થાય.

૩ ત્રીજા સ્થાનને જોતો હોય તો ઘણો પરાક્રમી, અતિશય બળવાન, ભાંડુ સુખ કમી હોય અને લાભ મળવાની વખતે નુકશાન થાય.

૪ ચોથા સ્થાનને જોતો હોય તો જન્મના પ્રથમ વર્ષમાંજ પોતાને શરીરે પીડા અને માતા પિતાને ચોથે વર્ષે પીડા થાય, પોતાનું માન તથા સ્થાનક ઓછું થાય.

૫ પાંચમા સ્થાનને જોતો હોય તો પુત્રાદિક સુખનો નાશ થાય પરંતુ શરીર નિરોગી રહે.

૬ છઠ્ઠા સ્થાનને જોતો હોય તો શત્રુ તથા મોશાળ સુખનો નાશ, નેત્ર તથા પગમાં પીડાકારી અથવા પરમીયાની પીડા થાય.

૭ સાતમા સ્થાનને જોતો હોય તો સ્ત્રીના શરીરમાં પાંડુ નામે રોગ કરે, મૃત્યુ તુલ્ય પીડા કરે તેમજ તાવની તથા અતિસારની પીડા કરે.

૮ આઠમા સ્થાનપર દૃષ્ટિ હોય તો ચોરીનો ભય ઉત્પન્ન થાય, પથ્થર વાગવાથી પીડા થાય, રાજ્ય ભયથી તેમ ધન હાનિ થાય.

૯ નવમા સ્થાનપર દૃષ્ટિ હોય તો ભાઈ સુખ ન હોય, મ્લેચ્છ-જાતિથી અથવા હલકી વર્ણના લોકોથી ભાગ્યનો ઉદય થાય, પર-દેશથી પરાક્રમ વધે.

૧૦ દશમા સ્થાનપર દૃષ્ટિ હોય તો પિતાના સુખનો નાશ, માતાનું સુખ કમી, પોતાનાજ પરાક્રમથી ગુજરાન ચલાવે અને ભાગ્યશાળી થાય.

૧૧ અગીઆરમા સ્થાનને જોતો હોય તો વૃદ્ધાવસ્થામાં પુત્રનું સુખ મળે, દેખેલો લાભ ખોવરાવે પરંતુ ન્હાના પ્રકારનાં સુખ આપે.

૧૨ બારમા સ્થાનપર દૃષ્ટિ હોય તો ખરાબ રસ્તે ધન હાનિ થાય, પોતે વધારે વિષયાભિલાષી, અને સ્ત્રી પુત્રથી હમેશ કલેશ કંકાસ કરે.

---

## રાહુનાં દૃષ્ટિ ફળ.

૧ જો પ્રથમ સ્થાનપર રાહુની દૃષ્ટિ હોય તો વાયુથી શરીરે પીડાકારી, ઘણો ક્રોધી, હમેશાં રીશાળ પ્રકૃતિવાળો અને લોહીના પ્રકોપની પીડા ભોગવનારો હોય.

૨ બીજા સ્થાનપર દૃષ્ટિ હોય તો કુટુંબથી દુઃખી, જળથી અથવા પથ્થરથી આઠમે વર્ષે મહા પીડા થાય.

૩ ત્રીજા સ્થાનપર દૃષ્ટિ હોય તો પોતાના પરાક્રમથી સર્વ મનો-રથ સફળ થાય, ઘણા પ્રકારે પોતે સુખ ભોગવે, કદાચ પોતે જોડ-લાથી જન્મેલો હોય.

૪ ચોથા સ્થાનપર દૃષ્ટિ હોય તો માતાંનું સુખ ન હોય, મ્લેચ્છો અથવા નીચ રસ્તે ભાગ્યનો ઉદય, પેટમાં હમેશાં ગુપ્ત પીડા અથવા ચિંતા પરિતાપ રહે.

૫ પાંચમા સ્થાનપર દૃષ્ટિ હોય તો એક પુત્રનું સુખ હોય, રાજ્યથી યશ મળે, સહેલાઈથી મનોરથ સિદ્ધિ થાય અને પોતે ભાગ્યશાળી બને,

૬ છઠ્ઠા સ્થાનપર દૃષ્ટિ હોય તો શત્રુ માત્રનો નાશ, આવક કરતાં ચારગણો ખર્ચ કરે.

૭ સાતમા સ્થાનપર દૃષ્ટિ હોય તો કામની પ્રબળ ઇચ્છાવાળો, સારૂં સારૂં બોલનારો હોય. (રાહુ મહાદશામાં પોતાની સ્ત્રીનો નાશ થાય અથવાં તો ત્યાગ થાય.)

૮ આઠમા સ્થાનપર દૃષ્ટિ હોય તો વંશ થોડો, અતિ દુઃખી, વાયુથી પીડા પામનારો અને નીચ કર્મ કરી આજીવિકા ચલાવનારો થાય.

૯ નવમા સ્થાનપર દૃષ્ટિ હોય તો નવ યોવના–સ્ત્રીનું સુખ ભોગવે, સહોદરથી કિંચિત પીડા થાય, પોતાનું ધન પુત્ર ચોરી જાય.

૧૦ દશમા સ્થાનપર દૃષ્ટિ હોય તો છેલ્લી અવસ્થામાં કર્મવાન થાય, માતાપિતાનું સુખ થોડું રહે.

૧૧ દશમા સ્થાનપર દૃષ્ટિ હોય તો રાજ્ય દરબારથી માનકીર્તિ પામનારો થાય, ધનવાળો તથા પરવશ બુદ્ધિ હોય.

૧૨ બારમા સ્થાનપર દૃષ્ટિ હોય તો મનમાં આનંદી, રોગ શત્રુનો નાશ, નેત્રથી પીડાકારી, ખોટે રસ્તે ધનનું ખર્ચ થાય.

---

## સંયુકત ગ્રહોનાં ફળ બાબત.

જો કોંઇ પણ ગ્રહો કોઈ પણ સ્થળે એક બીજાના જોડાણમાં આવેલા હોય તો તેનાં ફળ નીચે મુજબ જાણવાં.

### રવિ, ચંદ્ર અને મંગળનાં સંયુકત ફળ.

રવી ચંદ્ર સાથે હોય તો માણુસ શક્તિવાન અને બહાદુર થાય પણ અભણુ અથવા થોડું ભણેલો હોય. શરીરે મજબુત, જુઠું બોલનારો, પાપીષ્ટ અને સ્વભાવે તામસી હોય.

ચંદ્ર અને મંગળ સાથે હોય તો મનુષ્ય સુંદર, લડાઇમાં જીત મેળવનારો અને ધાતુની વસ્તુઓ વિગેરેનો વેપાર કરનારો થાય.

રવિ, ચંદ્ર અને મંગળ એ ત્રણે સાથે હોય તો હથીયારો યા તેવીજ વસ્તુઓનું સાહસ ઉઠાવનારો યા શોખીન, જુઠું બોલનારો અને લોહીના તથા બીજા બીજા રોગોથી પીડા પામનારો હોય.

---

## બુધ ઉપરના ગ્રહોના સાથે.

રવિ અને બુધ સાથે હોય તો નોકરી કરનારો, ધનવાન, કીર્તિવંત, સુંદર, વિદ્વાન્, રાજ્યની મહેરબાની મેળવનારો અને નમ્ર બોલનારો થાય.

ચંદ્ર બુધ–કવિ યા છટાદાર ભાષણ કરનારો, દ્રવ્યવાન, સ્ત્રીઓને પ્યારો, ખુબસુરત, ધાર્મિક અને ચાલાક થાય.

મંગળ બુધ–ખરાબ ગુણોવાળો અથવા કપટ બુદ્ધિવાળો થાય.

રવિ, ચંદ્ર, બુધ–મજબુત, કાવ્યમાં હોંશિયાર, શ્રીમંત, સ્ટેટની નોકરી કરવાવાળો અને સારા માણસોથી માન કીર્તિ મેળવનારો થાય.

રવિ, મંગળ, બુધ–બહાદુર, ઝનુની, બીનશરમી, સ્ત્રી પુત્રપરિવારથી કમનસીબ છતાં કીર્તિવંત થાય.

ચંદ્ર, મંગળ, બુધ—ટુંકા આયુષ્યવાળો, પાપીષ્ટ.

રવિ, ચંદ્ર, મંગળ અને બુધ—લેખક, ભાષણ કર્તા અને બીજાંને સમજુતી આપનાર થાય.

---

## ગુરૂ ઉપરના ગ્રહો સાથે.

રવિ અને ગુરૂ—પ્રીવિકાઉન્સેલર અથવા મોટો હોદ્દાદાર બને, સ્ટેટ ઓફીસોમાં માનનીય થાય, વિદ્વાન્ હોય.

ચંદ્ર, ગુરૂ—વિનયી, વિદ્યા ભણવામાં બાહોશ, મિત્રોને નામ આપનારો, શ્રીમંત અને સુધારાવાળો.

મંગળ, ગુરૂ—સુંદર કળાનો શોખીન, પ્રાચીન પુસ્તકો કે જેમાંથી સારૂં જ્ઞાન મળે તેવાં પુસ્તકો વાંચવાનો અભ્યાસી, સારી રીતે બોલનારો અને ઘોડાઓનો શોખીન.

બુધ, ગુરૂ—નૃત્યકળાની નવી નવી રીતો પ્રવૃત કરનારો, ડાહ્યો, સારો લખનાર, મ્યુઝીકનો શોખીન, ધૈર્યવાન અને સુખી:

રવિ, ચંદ્ર, ગુરૂ—ધાર્મિક, દિવાન અથવા મોટો અમલદાર બને, ખરા દોસ્તોની કંપનીવાળો.

રવિ, મંગળ, ગુરૂ—બોલવામાં હુશિયાર, દ્રવ્યવાન, રાજાનો કાઉન્સેલર અને વિશ્વાસ લાયક થાય.

રવિ, બુધ, ગુરૂ—આંખનાં દર્દવાળો, ઘણો પૈસાદાર અને સરસ લેખક થાય.

ચંદ્ર, મંગળ, ગુરૂ—ખુબસુરત, ઘણો લુચ્ચો, ગુસ્સાવાળો.

ચંદ્ર, બુધ, ગુરૂ—શ્રીમંત, સારા દેખાવનો, કીર્તિવંત, ભાઈ તેમજ ભાઇબંધોની સારી કંપની હોય.

મંગળ, બુધ, ગુરૂ—કાવ્ય બુદ્ધિવંત, જમીનદાર, વિદ્યાભ્યાસીઓને મદદ કરનારો અને સ્ત્રી કંપની સાથે વ્યવહાર રાખનારો થાય.

રવિ, ચંદ્ર, મંગળ, ગુરૂ—શ્રીમંત, હમેશાં આજ્ઞાંકિત, સદ્દગુણી, અને આનંદી.

રવિ, ચંદ્ર, મંગળ, ગુરૂ—સોના સાથેજ ભાંજગડ કરનારો યા વેપાર કરનારો, સાયન્સનું જ્ઞાન ધરાવનારો, શ્રીમંત, અને ગંભીર.

ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ—પુસ્તકો વાંચવાનો ઘણોજ શોખીન, વિદ્યાકળાના પ્રોફેસર જેવોજ, બુદ્ધિવાન અને કોઈ સ્ટેટમાં માનીતો થાય.

રવિ, ચંદ્ર મંગળ, બુધ, ગુરૂ—કમનસીબ, વેપારમાં નાસીપાસી, સૌથી દુઃખી.

---

## શુક્ર ઉપરના ગ્રહો સાથે.

રવિ અને શુક્ર—બહુ બળવાન, આંખનું તેજ ઓછું અને અધીરો.

ચંદ્ર, શુક્ર—ખુશબોદાર સેંટ તથા કપડાંઓનો અત્યંત શોખીન, વેપારની રીતભાત જાણવાવાળો તથા કજીયાખોર.

મંગળ, શુક્ર—ગણિત વિદ્યામાં હુશિયાર, જુગાર રમવાવાળો, કપટી, લુચ્ચો અને મીઠા બોલો.

બુધ, શુક્ર—ઘણો પૈસાદાર, વ્યવહારીક બાબતોથી સારો વાકેફ્‌ગાર, ઘણી વિદ્યાકળા જાણનારો, કાવ્યમાં છટાથી વાતચિત કરવાવાળો અને પોતાની છટાથી બીજાને ખુશ કરનારો.

ગુરૂ, શુક્ર—દીર્ઘાયુષી, હુન્નરકળામાં પ્રવિણ, સુંદર સ્રી મળે.

રવિ, ચંદ્ર, શુક્ર—શરીરે સુંદર, સ્વતંત્ર અને શક્તિવાન, દુશ્મનોથી બીન હરકતી, દાંત ખરાબ હોય.

રવિ, મંગળ, શુક્ર—આંખનો દેખાવ ખરાબ, સારા કુળમાં જન્મ પામેલો; નસિબવંત, પોતાનાથી હલકા દરજ્જાના માણસો ઉપર પ્યાર રાખવાવાળો.

રવિ, બુધ, શુક્ર—લાંબી લાંબી મુસાફરીઓ કરવી પડે, પોતાના ઉપરીઓથી અણબનાવ, પોતાની સ્રી માટે દિલગીરી.

રવિ, ગુરૂ, શુક્ર—નેત્ર દર્દવાળો, વૈદકમાં પ્રવિણ, રાજ્યનો સલાહકારી થાય.

ચંદ્ર, મંગળ, શુક્ર—માતા અથવા સ્રી ખરાબ મળે, હંમેશા મુસાફરી કર્યા કરે, ઠંડી અથવા શરદીથી બ્હીએ.

ચંદ્ર, બુધ, શુક્ર—કાગળ પત્રમાં નિપૂણ છતાં કુટેવવાળો, બીજાને શ્રીમંત જોઈ અદેખાઇ આણે, લોભી હોય.

ચંદ્ર, ગુરૂ, શુક્ર—માતા સારી હોય, શાણો, હુન્નરકળા જાણનાર, પ્રમાણિક અને ભાગ્યવંત.

મંગળ, બુધ, શુક્ર—વિચિત્ર રીતભાતી, હોઠ પણ વિચિત્ર, કંકાસી.

મંગળ, ગુરૂ, શુક્ર—રાજાથી માન મળે, પ્રજા સારી થાય.

બુધ, ગુરૂ, શુક્ર—ખુબસુરત, રાજ્યથી માન પાન મળે અને પોતાનાં સારાં કૃત્યથી પોતાનું નામ અમર કરી જાય.

રવિ, ચંદ્ર, મંગળ, શુક્ર—હમેશાં પ્યાર ભરેલા શબ્દો બોલવાવાળો, પૈસા કમાવાને શક્તિવાન.

રવિ, ચંદ્ર, બુધ, શુક્ર—ઠુંકા કદનો, રાજ્યની મહેરબાની મેળવે.

રવિ, ચંદ્ર, ગુરૂ, શુક્ર—પાણી, જંગલ અને હેવાન પ્રાણીયોનો લોર્ડ, સુખી, રાજ્યદરબારથી માન મળે.

રવિ, મંગળ, બુધ, શુક્ર—ચોરાયલી માલ મિલ્કત મળે, આંખો નબળી, અંતઃકરણનો ખરાબ, જુઠું બોલનારો.

રવિ, મંગળ, ગુરૂ, શુક્ર—ભાગ્યવંત, આબરૂદાર, રાજાનો માનીતો, કીર્તિવંત.

રવિ, બુધ, ગુરૂ, શુક્ર—બ્હીકણુ–બાયલો છતાં માનનીય, કજીયા-ખોર, સુસ્ત અથવા આળસુ.

રવિ, ચંદ્ર; મંગળ, બુધ, શુક્ર—બીજાઓનું કામકાજ કરનાર, શક્તિહીન, બ્હીકણુ.

રવિ, ચંદ્ર, મંગળ, ગુરૂ શુક્ર—નોકરી કરનાર, જંગલી, કુટેવ-વાળો, કમનસીબ.

રવિ, ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર—સાંચા કામની કળામાં નિપૂણ, ઘણોજ તવંગર, મોટો રાજ્યનો હોદ્દેદાર, કિર્તિવંત.

રવિ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર—બહાદુર લડવૈયો, સુખી, રાજનો પ્યાર જીતનાર, નસિબવંત.

ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર—વિચિત્ર યુક્તિઓથી પૈસા મેળવે, સદ્ગુણી, કેળવાયલો, મિત્રોમાં માન પામનારો.

રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર—વિદ્વાન્ અને શ્રીમંત, ધાર્મિક અને દયાવંત, ચાલાક અને સરસ ભાષણ કર્ત્તા.

---

## શનિ ઉપરના ગ્રહો સાથે.

રવિ અને શનિ ભેગા હોય તો ધાતુ સંબંધી માહિતીવાળો, ધાર્મિક, પોતાના ધંધામાંજ મચ્યો રહેનાર, અને સ્ત્રી પુત્રના સંબંધી ચિંતા યા પરિતાપ યુક્ત હોય.

ચંદ્ર, શનિ—જુનાં વસ્ત્રો પહેરનાર, હાથી ઘોડાઓ પાળનાર પણ મિજાસી અને ધનવિરક્ત હોય.

મંગળ, શનિ—ધાતુકામ કરવામાં તેમજ જાદુ કામમાં હોશિ-યાર, લુચ્ચો, કંકાસી અને સંતોષી હોય. અકસ્માતથી મર્ણ થાય.

બુધ, શની–લોનમાં પૈસા રોકે; અહંકારી, ઠગલબાજ, કજીયા-ખોર હોય પણ નમ્ર બોલનારો થાય.

ગુરૂ, શનિ–મજબુત, ધનવાન, શહેરમાં જાણીતો યા ગામનો ધણી થાય. પોતાની ન્યાતમાં પણ પ્રખ્યાત હોય.

શુક્ર, શનિ–પથ્થર અને લક્કડ કામમાં નિપૂણ, મુસાફરીઓ કરે, જાનવરો પાળે, સ્વભાવ ખરાબ હોય.

રવિ, મંગળ શનિ–કદરૂપો, હમેશાં કંઈ કંઇ મુશકેલીઓ યા ગભરાટ, સગાં કુટુંબ વગરનો અને કંકાસી હોય.

રવિ, ચંદ્ર, શનિ–ધાર્મિક થાય, ઘોડાઓ રાખે, પોતાના ધંધામાં મચ્યો રહે.

રવિ, બુધ, શનિ–આડે રસ્તે જનારો યા દરેક બાબતમાં આડકતરી રીતે ચાલનારો, અદેખો, જ્યાં ત્યાંથી પાછો ફરે યા તિરસ્કાર થાય. મિત્ર વગરનો–કોઈ મિત્ર થાય નહિ.

રવિ, ગુરૂ, શનિ—બ્હીક વગરનો, દરેકથી માનપાન મળે, સગાંવહાલાં અદેખાઈ કરે પણ રાજાનો વિશ્વાસપાત્ર થાય.

રવિ, શુક્ર, શનિ—દુશ્મનોના ભયથી ઉશ્કેરાય, દુરાચારી થાય અને કંઈ ત્વચારોગથી હેરાન થાય.

ચંદ્ર, મંગળ, શનિ—પહેલી અવસ્થામાં મા મરણ પામે, હલકટ હોય પણ દરેકપર પ્યાર રાખનારો હોય.

ચંદ્ર, બુધ, શનિ—માંદો રહે, ડાહ્યો હોય, માન આબરૂ મળે.

ચંદ્ર, ગુરૂ શનિ—ભણેલો, મજબુત, વિનયી અને કુટુંબમાં અગ્રેસર હોય યા થાય.

ચંદ્ર, શુક્ર, શનિ—સારો બોલનાર—ભાષણ કરનાર, શુભઇરાદો રાખનાર અને બીજાની નકલ કરનાર હોય.

મંગળ, બુધ, શનિ—નેત્રમાં કંઇ ખોડ હોય, પ્રદેશમાં રહે, ચહેરા ઉપર યા મ્હોં ઉપર કંઈ રોગ ઉપદ્રવ હોય.

મંગળ, ગુરૂ, શનિ—રાજા સાથે સ્નેહ થાય, શરીરમાં ઘા લાગે, મિત્રોથી ધિક્કાર પામે, બીન શરમી હોય.

મંગળ, શુક્ર, શનિ—હમેશ બહારની બાજુએ રહે, કમનસિબ.

બુધ, ગુરૂ, શનિ—જમીન તથા રોકડ મિલકત હોય, ડાહ્યો, પોતીકી સ્ત્રીને ચાહનારો, ધૈર્યવાન, અને સુખી થાય.

બુધ, શુક્ર, શનિ—લુચ્ચો, જુઠો, સુંદર કળામાં ચાલાક, દુષ્ટ આચરણનો થાય.

ગુરૂ, શુક્ર, શનિ—મોટો અમલદાર બને, પ્રખ્યાત થાય, સદ્‌ગૃહસ્થો સાથે સહવાસ થાય.

સૂર્ય, ચંદ્ર, મંગળ, શનિ—શરીરના અવયવો મજબુત બંધારણના ન હોય, કેળવાયલો ન હોય.

સૂર્ય, ચંદ્ર, બુધ, શનિ—માબાપના સુખ વગરનો, કમનસીબ પણ મીઠું બોલવાવાળો હોય, ભીખારી જેવી દશા થાય.

સૂર્ય, ચંદ્ર, ગુરૂ, શનિ–મિત્ર અને પ્રજા સુખવાળો, મુશ્કેલીથી દુર.

સૂર્ય, ચંદ્ર, શનિ–શરીરે નાકૈવત, આગળ પડતો ભાગ લેવાવાળો પણ બ્હીકણુ થાય.

સૂર્ય, મંગળ, બુધ, શનિ–ડાહ્યા, કાવ્ય રચનાર યા તેનો શોખીન, અને હલકટ થાય.

સૂર્ય, મંગળ, ગુરૂ, શનિ–સ્ત્રીઓને ચાહનારો, તેણીઓ તેને માન પણ આપે.

સૂર્ય, મંગળ, શુક્ર, શનિ–સહેજ કઢંગા દેખાવનો, દરેક બાબતમાં નિષ્ફળ થાય.

સૂર્ય, બુધ, શુક્ર, શનિ—સુખી, વિજયવંત અને આનંદી. ખુલ્લે ખુલ્લું બોલનારો, બહાદુર.

સૂર્ય, ગુરૂ, શુક્ર, શનિ–કવિ, દયાવંત અને દોલતવાન થાય.

ચંદ્ર, મંગળ, બુધ, શનિ–મોટો લડવૈયો, ઘણા મિત્રોથી યુક્ત અને મહાન કૃત્યો કરવાવાળો થાય.

ચંદ્ર, મંગળ, ગુરૂ, શનિ–છટાદાર બોલવાવાળો, શ્રીમંત અને હિમ્મતવાન.

ચંદ્ર, મંગળ, શુક્ર, શનિ–દૃષ્ટિ નઠારી યા દુરાચારી, સારૂ બોલવાવાળો.

ચંદ્ર, બુધ, ગુરૂ, શનિ–બુદ્ધિવંત, કીર્તિવંત અને શક્તિવંત.

ચંદ્ર, બુધ, શુક્ર, શનિ—માતૃ સુખનો નાશ, નસીબવંત અને વિશ્વાસુ.

ચંદ્ર, ગુરૂ, શુક્ર, શનિ—ધનવાન, ભાઈબંધોવાળો, લુચ્ચો.

મંગળ, બુધ, ગુરૂ, શનિ—ભપકાબેર, કેળવાયલો, કંકાસી.

મંગળ, બુધ, શુક્ર, શનિ—કાળજીવંત, કુતરાં પાળનાર.

મંગળ, ગુરૂ, શુક્ર, શનિ—પૈસાદાર, બહાદુર, લક્ષણ વિચિત્ર,

બુધ, ગુરૂ, શુક્ર, શનિ—વકીલ અને પણ નોકરી કરે.

રવિ, ચંદ્ર, મંગળ, બુધ, શનિ—ટુંકી જીંદગીવાળો, થોડા દોસ્તવાળો.

રવિ, ચંદ્ર, મંગળ, ગુરૂ, શનિ—ભપકો, પૈસો અને માન જતાં રહે.

રવિ, ચંદ્ર, બુધ, ગુરૂ શનિ—બ્હીકણુ, મિત્ર વગરનો, કાવત્રાંખોર.

રવિ, ચંદ્ર, બુધ, શુક્ર, શનિ—ઉંચો, ઉત્સાહી પણ ગરીબ.

રવિ, ચંદ્ર, ગુરૂ, શુક્ર, શનિ—જાદુગર થાય, કંઇ બક્ષીસનો લાભ મળે.

રવિ, મંગળ, બુધ, ગુરૂ, શનિ—ઘોડાના વહેપાર કરે, કસાન બને.

રવિ, મંગળ, બુધ, શુક્ર, શનિ—કંઇ કંઇ અડચણો આવે, હમેશ નાદુરસ્ત તબીયત–ગરીબ થાય.

રવિ, મંગળ, ગુરૂ, શુક્ર, શનિ—દવાઓનો ધંધો કરે, પ્રખ્યાતિ મેળવે.

રવિ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ—પુસ્તકો વાંચી જ્ઞાન સંપાદન કરે, ધાર્મિક તથા ધર્માદા કૃત્યોમાં ખર્ચવાવાળો.

ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શનિ—આંધળો, કમનસીબ, બીજાઓના આશ્રય તળે રહે.

ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર, શનિ—બીજાઓના પૈસા શોધવાવાળો, હરામની આશા રાખનારો.

ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર. શનિ–રાજ્યનો પ્રધાન બને.

મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ–રાજાથી સંભાળ લેવાય, ગરીબ.

રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શનિ–ધર્માદા ખર્ચવાવાળો, અધીરો.

રવિ, ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર, શનિ–ચોટ્ટો, રોગવાળો.

રવિ, ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર, શનિ–સુંદર, દીલગીરીમાં રહેનાર.

રવિ, ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર, શનિ–હલકટ, હેરાન થાય, વહેપારો કરે.

રવિ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ–મિત્ર પુત્ર અને સ્ત્રીથી કમનસિબ.

ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ–હમેશાં ચોખ્ખો રહેનાર, બીજાઓની સાથે જોડાયલોજ રહે.

## સૂર્ય બીજા ગ્રહોની દૃષ્ટિમાં અથવા સાથે.

સૂર્ય અથવા રવિ મંગળની ખરાબ દૃષ્ટિમાં+ અથવા સાથે હોય અને જો તે (રવિ) કર્ક, વૃશ્ચિક કે મીન રાશિમાં હોય તો ભયંકર અકસ્માત મરણ થાય.

સ્ત્રીની કુંડળીમાં એ મુજબ હોય તો લગ્ન કમનસીબ નીવડે, પતિ ગરમ સ્વભાવનો, પીધેલ–છાકટો. અને વ્યભિચારી મળે. જો સ્ત્રીની કુંડળીમાં શનિ સૂર્યને જોતો હોય તો પતિ જલદીથી નાશ પામે અથવા પતિ સુખ ઘણુંજ થોડું રહે.

સૂર્ય મંગળની શુભ દૃષ્ટિમાં હોય તો મનુષ્ય બહાદુર, ઉમદા, સ્વતંત્ર હોય. મ્હોટાઓથી માન આવકાર મળે અને જલ્દીથી ભાગ્યનો વધારો થાય.

સ્ત્રીની કુંડળીમાં એ મુજબ હોય તો પતિ ઘણા સારા વિચારનો મળે.

સૂર્ય ગુરૂની ખરાબ દૃષ્ટિમાં હોય તો પૈસાનું નુકશાન, જીંદગી સુધી કમનસીબ, કોર્ટ દરબારથી મુશીબત થાય. ધીરધારથી નુકશાન, જામીનગીરી કોઇની આપવી નહિ, છેલ્લી અવસ્થામાં ગરીબાઇનો સંભવ.

સ્ત્રીની કુંડળીમાં એ પ્રમાણે હોય તો કમનસીબ પણ વિચારવંત ધણી મળે.

સૂર્ય ગુરૂની શુભ દૃષ્ટિમાં હોય તો ભાગ્યની ચઢતી, જબરા દોસ્તો મળે, માન કીર્તિ મળે, શરીરનો બાંધો સારો, જીંદગી લાંબી અને સુખી રહે.

સૂર્ય શનિની શુભ અથવા નઠારી ગમે તેવી દૃષ્ટિમાં અથવા સાથે હોય તો પ્રજા મોડી થાય અથવા તો પ્રથમ સંતતિ ઘણીજ મુશ્કેલીથી જીવે.

સૂર્ય જો શનિની ખરાબ દૃષ્ટિમાં હોય તો ન્હાના પ્રકારના રોગોની ઉપાધિ, વેપારથી નુકશાન, બેઆબરૂ અને તંદુરસ્તિપર માઠી

---

+ મંગળ નીચનો હોય તો ખરાબ દૃષ્ટિ જાણવી. ઉંચનો અથવા સ્વગ્રહી હોય તો શુભ દૃષ્ટિ જાણવી. એ પ્રમાણે દરેક ગ્રહ માટે સમજી લેવું.

અસર થાય. સ્ત્રીની કુંડળીમાં એ પ્રમાણે હોય તો લગ્ન થાય નહિ અથવા તો ઘણું મોડું લગ્ન થાય, પરંતુ લગ્ન કમનસીબ નીવડે.

જો સૂર્ય શનિ કર્ક, વૃશ્ચિક અથવા મીન રાશિમાં હોય તો સ્ત્રીને જડ બુદ્ધિનો, આળસુ અને ગરીબ ધણી મળે. વખતે ધણીનો નાશ અથવા તો વધારે વાર લગ્ન થાય.

જો સૂર્ય શનિની સારી દૃષ્ટિમાં હોય તો લાભ અને ફતેહ. સ્ત્રીની કુંડળીમાં એ પ્રમાણે હોય તો મોડું લગ્ન થાય અથવા મ્હોટો ધણી મળે, અને જો શનિ તુલા, મકર અથવા કુંભનો હોય તો તેઓને પૈસા મળે પણ ભાગ્યેજ સુખી થાય.

---

## ચંદ્ર બીજા ગ્રહોની દૃષ્ટિમાં અથવા સાથે.

ચંદ્ર જો ૧–૩–૯–૧૦ એ સ્થાનોમાં બુધની દૃષ્ટિમાં અથવા સાથે હોય તો ભાગ્યવંત, સ્હેલાઇથી પરદેશી ભાષાઓ શીખે.

ચંદ્ર સૂર્યની શુભ દૃષ્ટિમાં અથવા સાથે[1] હોય તો જીંદગી સફળ, વેપાર ધીકતો ચાલે, આબાદી વધે, મ્હોટા માણસોથી માન, મદદ અને પ્રખ્યાતિ મળે.

સ્ત્રીની કુંડલીમાં ચંદ્ર સૂર્ય સામસામે હોય તો ભાગ્યવાન્ પતિ મળે.

ચંદ્ર સૂર્યની ખરાબ દૃષ્ટિમાં હોય તો પૈસાની બાબતમાં ગુંચવણ, વેપાર રોજગારમાં અડચણ, સટ્ટો યા જુગારથી નુકશાન તથા લાંબો અને ગંભીર મંદવાડ ખમવો પડે.

ચંદ્ર મંગળની ખરાબ દૃષ્ટિમા અથવા સાથે હોય તો વ્યભિચારી સ્ત્રીઓથી તંદુરસ્તીની ખરાબી થાય, સ્ત્રી ત્રણ પાયાની દુષ્ટ મળે. સ્ત્રીની કુંડલીમાં એ પ્રમાણે હોય તો દીલગીરી ઉત્પન્ન થાય.

ચંદ્ર મંગળની શુભ દૃષ્ટિમાં હોય તોપણ દુરાચારી થાય.

ચંદ્ર ગુરૂની શુભ દૃષ્ટિમાં હોય તો સાધારણ ફત્તેહ, જીંદગી સુખી, દોલત મળે, સ્ત્રી સારી મળે. સ્ત્રીની કુંડલીમાં એ પ્રમાણે હોય તો આબાદી અને સુખી.

---

૧ શુભ દૃષ્ટિમાં અથવા સાથે એટલે તે ગ્રહ સ્વગ્રહી અથવા ઉચ્ચનો હોવો જોઇયે. દરેક સ્થળે એજ પ્રમાણે સમજવું.

ચંદ્ર ગુરૂની ખરાબ દૃષ્ટિમાં હોય તો ધનનો નાશ, ખરાબી, કદી પણ સટ્ટાનો ધંધો કરવો નહિ, જોખમી ધંધામાં પડવું નહિ, વારંવાર લીવર અને હોજરીનાં દરદોથી હેરાન થાય.

ચંદ્ર શનિની ખરાબ દૃષ્ટિમાં અથવા સાથે હોય તો ગરીબાઇ થાય, કોઇ રીતે લૂંટાઇ જાય, મુખ્યત્વે જુઠા દોસ્તોથી તેમ થાય. વેપારમાં નાસીપાસી, જીંદગી સુધી સખ્ત કજીયા ટંટા, નકામી સ્ત્રી વિચાર વગરની મળે. વળી જો બન્ને ગ્રહો એક સાથે મિથુન કન્યા, ધન અથતા મીન રાશિમાં હોય તો ફક્ત તંદુરસ્તી ઠીક રહે નહિ. જો એ સંજોગ પૂર્વ દિશામાં હોય તો પડતી અને અકસ્માત થાય.

સ્ત્રીની કુંડળીમાં એ પ્રમાણે હોય તો પતિ વિયોગ અથવા પતિનો નાશ અથવા તો કાયમની દીલગીરી, પરંતુ સ્ત્રીની કુંડળીમાં ચંદ્ર શનિ સાથે શુક્ર પણ ઘેરાયલો હોય તોજ એ પ્રમાણે બને.

ચંદ્ર શનિની શુભ દૃષ્ટિમાં હોય તો ફતેહ, દ્રવ્ય પ્રાપ્તિ, સ્ત્રીની કુંડળીમાં એ પ્રમાણે હોય તો દરેક બાબતે સારૂં.

ચંદ્ર રાહુની ખરાબ દૃષ્ટિમાં અથવા તો સાથે હોય તો ધણી-ધણીયાણીનો વિયોગ-બનાવ રહે નહિ. મુસાફરીઓ થાય યા વારંવાર રહેઠાણો બદલાય. સ્ત્રી માટે પણ તેમજ જાણવું.

ચંદ્ર રાહુની શુભ દૃષ્ટિમાં હોય તો લગ્ન પછીથી જુદાઇ વેઠવી પડે પણ ઘણીજ થોડીવાર.

---

## મંગળ બીજા ગ્રહોની દૃષ્ટિમાં અથવા સાથે.

મંગળ ગુરૂની ખરાબ દૃષ્ટિમાં અથવા સાથે હોય તો ભારે નુકશાન, જુગારથી કિંવા સટ્ટાથી કિંવા ખરાબ મિત્રોથી નુકશાન, આગથી પણ નુકશાન થવાનો સંભવ, સંતાન નાશનો ભય.

મંગળ ગુરૂની શુભ દ્રષ્ટિમાં હોય તો પૈસાની બાબતમાં ફાયદાકારક નહિ. ફક્ત એટલુંજ કે તે પોતે નુકશાન ન કરાવે પરંતુ પોતાને હાથે ખરચ કરે.

મંગળ શનિની ખરાબ દૃષ્ટિમાં અથવા સાથે હોય તો ખુની થાય. કેદ ભોગવવાનો વખત આવે પણ તે ૧-૩-૯-૧૦ એ સ્થાનમાં

હોય તોજ. શરીરના કોઇ પણ અવયવને નુકશાન થાય. મંગળ અથવા શનિ એ બેમાંથી કોઈ પણ ગ્રહ પૂર્વ દિશામાં હોય તો પડી જવાથી વાગે.

મંગળ શનિની શુભ દૃષ્ટિમાં હોય તો મોટો લશ્કરી અમલદાર બન્ને પણ ૧-૩-૯-૧૦ સ્થાનોમાં હોય તોજ.

મંગળ રાહુની શુભ દૃષ્ટિમાં હોય તો મોટો લશ્કરી અમલદાર અથવા સરજ્યન બન્ને પણ બેમાંથી જો એક ગ્રહ ઉચ્ચનો હોય તોજ, બહાદુર, ઉદાર, માથાના ફરેલ.

---

## બુધ બીજા ગ્રહોની દૃષ્ટિમાં અથવા સાથે.

બુધ શુક્ર સાથે ૧ લા સ્થાનમાં ભેગા હોય તો કવિ થાય. ગાયનોનો શોખીન.

બુધ શુક્ર વૃશ્ચિક રાશિમાં સાથે હોય તો મોટો ડૉકટર અથવા રસાયણી થાય.

બુધ, રવિની દૃષ્ટિમાં હોય તો વ્યાપાર સારો ચાલે.

બુધ જો મંગળની ખરાબ દૃષ્ટિમાં અથવા સાથે હોય તો ખરાબ ગુણો આવે.

બુધ મંગળની સારી દૃષ્ટિમાં હોય તો સાયન્સ અથવા એન્જીનીયરીંગમાં હુશીયાર, ચાલાક, હમેશાં કંઈ યુક્તિ હુન્નર શોધ્યા કરે.

બુધ ગુરૂની શુભ દૃષ્ટિમાં હોય તો વિદ્યાવાન થાય. જીંદગી સુખી જાય.

બુધ ગુરૂની ખરાબ દૃષ્ટિમાં હોય તો કજીયા-કંકાસ, કોર્ટ દરબારથી નુકશાન, ધર્મ શ્રદ્ધા રહિત હોય.

બુધ રાહુની દૃષ્ટિમાં અથવા સાથે હોય તો જ્યોતિષનો જાણકાર તથા હુન્નરી થાય.

બુધ રાહુની ખરાબ દૃષ્ટિમાં હોય તો બીજાઓની ઉપર તહોમત મુકનારો, વિદ્યામાં નાસીપાસ, જનસમાજનો સામાન્ય રીતે અણગમો.

બુધ-રાહુની સારી દૃષ્ટિમાં હોય તો વિદ્યાવાન અને વિચિત્ર બાબતનો શોખીન થાય.

---

## ગુરૂ બીજા ગ્રહોની દૃષ્ટિમાં અથવા સાથે.

ગુરૂ શનિની સારી દૃષ્ટિમાં અથવા સાથે હોય તો વારસાથી ધન દોલતની પ્રાપ્તિ થાય. વળી જો ગુરૂ સાતમા સ્થાનનો અધિપતિ થઇ શનિની સાથે સારા સંજોગમાં રહેલો હોય તો લગ્નથી ધન પ્રાપ્તિ થાય. વડી ઓફીસોમાં માન મળે.

ગુરૂ શનિની ખરાબ દૃષ્ટિમાં હોય તો કોર્ટ દરબારથી યા કજીયાથી પૈસાનું નુકસાન અથવા ટ્રસ્ટીઓથી નુકસાન, સટ્ટો કરવાનું વારંવાર મન થાય, વેપારમાં કમનસીબ.

ગુરૂ રાહુની શુભ દૃષ્ટિમાં અથવા સાથે હોય તો વારસાથી પ્રાપ્તિ થાય પણ તે ગુરૂ જો બીજા અથવા આઠમા સ્થાનનો અધિપતિ હોય તોજ વેપારમાં ફત્તેહ, ધાર્મિક કાર્યોથી ફત્તેહ.

ગુરૂ રાહુની ખરાબ દૃષ્ટિમાં હોય તો નુકસાન, મીલ્કતમાં મુશ્કેલી, વેપારમાં કમનસીબ, અકસ્માત ભારે નુકસાન.

---

## શુક્ર બીજા ગ્રહોની દૃષ્ટિમાં અથવા સાથે.

શુક્ર, રવિની ગમે તેવી દૃષ્ટિમાં અથવા સાથે હોય તો સ્ત્રીઓમાં શોખીન, ઝવેરાત તથા કાપડના ધંધામાં ફત્તેહ. આ ગ્રહો ૨-૫-૭ સ્થાનમાં હોય તો જલ્દીથી સ્થિતિ સુધારો. ચોથા સ્થાનમાં હોય તો વેપારમાં ફત્તેહ.

શુક્ર મંગળની દૃષ્ટિમાં અથવા સાથે હોય તો પીધેલ, વ્યભિચારી, પૈસાનો ઉડાઉ અથવા બેદરકાર, સ્ત્રીઓમાં પૈસાનો નાશ. મંગળની શુભ અથવા ખરાબ ગમે તેવી દૃષ્ટિ હોય તોપણ એ પ્રમાણે બને.

શુક્ર ગુરૂની દૃષ્ટિમાં અથવા સાથે હોય તો કપડાંનો શોખીન, તેથી પૈસાનો ખર્ચ, સ્ત્રીઓ સાથે સારો બનાવ.

શુક્ર શનિની ખરાબ દૃષ્ટિમાં અથવા સાથે હોય તો કોર્ટ દરબારથી અથવા લગ્નથી નાસીપાસી, સ્ત્રીઓથી દીલગીરી, કપટ ભરેલા ગુણોની પ્રાપ્તિ થાય.

શુક્ર શનિની સારી દૃષ્ટિમાં હોય તો સ્ત્રીઓથી વૈભવ, સારા ગુણોની પ્રાપ્તિ થાય, કોર્ટ દરબારથી ફત્તેહ, લગ્નથી સુખી.

શુક્ર રાહુની સાથે અથવા તિરકસ દૃષ્ટિમાં હોય તો સ્ત્રી મંડળનો શોખીન, વૈભવી અને વ્યભિચારી.

શુક્ર રાહુની ખરાબ દૃષ્ટિમાં હોય તો કોર્ટ દરબાર અને લગ્નથી મુશ્કેલી, સ્ત્રીઓથી વારંવાર ધિક્કાર, છતાં પણ દુરાચારી સ્ત્રીઓથી ધનનો નાશ.

શુક્ર રાહુની સારી દૃષ્ટિમાં હોય તો પ્યારની સ્ત્રીઓથી ફત્તેહ, રાગ રાગણીનો શોખીન થાય.

---

## શનિ બીજા ગ્રહોની દૃષ્ટિમાં અથવા સાથે.

શનિ પહેલા સ્થાનમાં રાહુની ખરાબ દૃષ્ટિમાં અથવા સાથે હોય તો ઘણાજ નઠારા ગુણો આપનારો, બીજા સ્થાનમાં સાથે હોય તો દ્રવ્યનો નાશ, ત્રીજા તથા નવમા સ્થાનમાં હોય તો જ્યોતિષ વિગેરે ગુપ્ત વિદ્યાનો શોખીન અને ભાઇઓ તરફથી નુકશાન, ચોથા સ્થાનમાં સાથે હોય તો છેલ્લી અવસ્થામાં દુઃખી પણ જો શનિ, રાહુ તોલા મકર અથવા કુંભનો હોય તો તે પ્રમાણે નહિ બનતાં સુખી કરે છે. પાંચમા સ્થાનમાં સાથે હોય તો સંતાનનાં મરણ, અપ્રમાણિક નોકરો, છઠ્ઠા સ્થાનમાં હોય તો રોગ શત્રુનો પરાજય, સાતમામાં હોય તો કોર્ટ દરબાર યા કજીયા કંકાશ અને સ્ત્રી તરફથી ભય–વિઘ્ન, દશમામાં હોય તો બેઆબરૂ અને ખરાબી, અગીયારમામાં હોય તો મિત્રોથી ખરાબી અને બારમામાં હોય તો લૂંટ અને દુશ્મનનો ભય ઉપજે. શનિને રાહુ સિવાય દૃષ્ટિ હોતી નથી.

રાહુની સારી દૃષ્ટિ કંઇક ફાયદો કરતી નથી.

રાહુને કોઈ પણ ગ્રહની દૃષ્ટિ હોતીજ નથી.

---

## પનોતી તથા તેના પાયાની સમજ.

દરેક માણસને પોતાની જન્મ રાશિથી ૪ થો અથવા ૮ મો શનિ જે વખતે થાય, તે વખતથી ૨॥ વર્ષ સુધીની ન્હાની પનોતી જાણવી.

જન્મ રાશિથી બારમો શનિ બેસે ત્યારથી બીજો શનિ ઉતરતાં સુધી એકંદર ૭ા વર્ષની મ્હોટી પનોતી હોય છે. તેમાં બારમો શનિ હોય ત્યાં સુધી ૨ા વર્ષની માથે પનોતી સમજવી. પહેલો શનિ હોય ત્યાં સુધી ૨ા વર્ષની છાતિએ, અને બીજો શનિ હોય ત્યાં સુધી ૨ા વર્ષની પગે પનોતી જાણવી.

જે દિવસે પનોતી બેસે તે દિવસે જન્મ રાશિથી પહેલો, છઠો અથવા અગિયારમો ચંદ્ર હોય તો તે સોનાને પાયે પનોતી જાણવી. બીજો, પાંચમો અથવા નવમો ચંદ્ર હોય તો રૂપાને પાયે જાણવી. ત્રીજો, સાતમો અથવા દશમો ચંદ્ર હોય તો ત્રાંબાને પાયે પનોતી જાણવી. અને ચોથો, આઠમો અથવા બારમો ચંદ્ર હોય તો લોઢાને પાયે પનોતી જાણવી.

## પનોતીનું ફળ.

સોનાને પાયે પનોતી હોય તો ચિંતા પરિતાપ રખાવે, રૂપાને પાયે હોય તો ધન મળે, ત્રાંબાને પાયે હોય તો સુખ સંપત્તિ મળે અને લોઢાને પાયે પનોતી હોય તો દુઃખ પડે.

## વર્ષ તથા માસના પાયાની સમજ.

એ રીતે વર્ષ તથા માસ બેસતાં હોય તો તે દિવસે જે રાશિનો ચંદ્ર હોય તે ઉપરથી ઉપર મુજબ સોનાને, રૂપાને, તાંબાને કે લોઢાને પાયે વર્ષ અથવા માસ બેસે છે તે નક્કી કરી આખા વર્ષનું તથા માસનું ફળ સમજવું, જેમકે આ વર્ષના કાર્તક સુદ ૧ ને દિવસે વૃશ્ચિક રાશિનો ચંદ્ર છે તે મેષ રાશિવાળાને ૮ મો થાય માટે લોઢાને પાયે વર્ષ તથા માસ બેઠાં તે દુઃખ આપે એમ જાણવું.



# જ્યોતિષ શિક્ષક

અથવા

# પોતાની મેળે જ્યોતિષ શીખવાની બુક.

## દ્વિતીય ભાગ.

### સામાન્ય અને સૂક્ષ્મ ગ્રહવિચાર.

ગ્રહોના દરજ્જા એટલે પદ્વીઓ નીચે મુજબ છે:—

સૂર્ય અને ચંદ્ર રાજા છે, મંગળ સેનાધિપતિ છે, બુધ પાટવી કુમાર છે, ગુરૂ અને શુક્ર એ પ્રધાન છે, તથા શનિ સેવક છે. જો કે શનિ સેવક છે છતાં પણ તે રક્ષણ કરે છે અને ઇચ્છિત વસ્તુ આપે છે.

રવિ, ચંદ્ર, મંગળ અને ગુરૂ દશમું સ્થાન પસંદ કરે છે.

શુક્ર સાતમું સ્થાન પસંદ કરે છે.

શનિ અને બુધ પહેલું સ્થાન પસંદ કરે છે.

શનિ પહેલા સ્થાન ઉપરાંત ત્રીજું અને અગીયારમું સ્થાન પણ પસંદ કરે છે.

ઉપર જણાવેલા ગ્રહો પોતાની પસંદગીના સ્થાનમાં રહ્યા હોય તો મનુષ્યની સર્વ ઇચ્છાઓ ફળીભુત થાય છે.

સૂર્ય એ આત્મા છે.

ચંદ્ર એ પ્રાણ–મન છે.

મંગળ એ પરાક્રમ અથવા શુરાતન છે.

બુધ એ બુદ્ધિ છે.

ગુરૂ એ જ્ઞાન છે.

શુક્ર એ મદન અથવા કામદેવ છે.

શનિ એ દુઃખ છે.

**સમજ**:-જન્મ સમયે જે જે ગ્રહો બળવાન યા ઉચ્ચના હોય તે તે ગ્રહો પોતપોતાની બાબતમાં શ્રેષ્ઠ ફળ આપે છે, જેમકેઃ—

સૂર્ય ઉચ્ચનો હોય તો આત્મા ઉચ્ચ હોય, અને સૂર્ય નીચનો હોય તો આત્મા નીચ હોય.

ચંદ્ર ઉચ્ચનો હોય તો મન ઉચ્ચ હોય, નીચનો હોય તો મન નીચ હોય.

મંગળ ઉચ્ચનો હોય તો શુરાતની અથવા પરાક્રમી હોય, નીચ-નો હોય તો નિર્બળ હોય.

બુધ ઉચ્ચનો હોય તો બુદ્ધિ ઉચ્ચ-સારી હોય, નીચનો હોય તો બુદ્ધિ નઠારી હોય.

ગુરૂ ઉચ્ચનો હોય તો ઉચ્ચ જ્ઞાનવાળો હોય, નીચનો હોય તો અજ્ઞાની હોય.

શુક્ર ઉચ્ચનો હોય તો કામી વધારે હોય, નીચનો હોય તો કામી ન હોય.

શનિ ઉચ્ચનો હોય તો દુઃખ ઘણું હોય, નીચનો હોય તો દુઃખ ન હોય.

ઉપર જણાવ્યા પ્રમાણે બીજા ગ્રહો કરતાં શનિ ઉલટું ફળ આપે છે, એટલે શનિ બળવાન યા ઉચ્ચ હોય તો દુઃખ વધારે આપે, કારણ કે શનિ એ દુઃખ છે.

---

## ગ્રહોનાં સ્થાન અને તે વિષેની સમજ.

સૂર્યનું દેવસ્થાન છે.

મંગળનું અગ્નિસ્થાન છે.

બુધનું ક્રીડાસ્થાન છે.

ગુરૂનું દ્રવ્યભંડાર સ્થાન છે.

શુક્રનું શયનસ્થાન છે.

શનિનું મલિન એટલે ગંદકીવાળું સ્થાન છે.

**સમજ**:—જન્મ કુંડળીમાં જે જે ગ્રહો બળવાન હોય તે તે ગ્રહોના સ્થાન ઉપર જન્મ પામનારની પ્રીતિ હોય. દાખલા તરીકે

જો સૂર્ય બળવાન યા ઉચ્ચનો હોય તો જન્મેલ મનુષ્યની પ્રીતિ દેવસ્થાન તરફ હોય વિગેરે.

વિશેષ કોઈપણ ચીજ ચોરાઇ ગઇ હોય અને તે બદલ મૂકવામાં આવેલ પ્રશ્નકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તો તે ગ્રહના સ્થાન તરફ ચોરાયેલી ચીજ ગઇ છે અથવા તે ચીજ તે સ્થાનમાં દાટેલી છે એમ સમજવું.

---

## ગ્રહોનાં તત્ત્વ અને તે બાબતની સમજ.

સૂર્ય તથા મંગળ અગ્નિના સ્વામી છે.

બુધ પૃથ્વિનો સ્વામી છે.

ગુરૂ આકાશનો સ્વામી છે.

શુક્ર તથા ચંદ્ર જળના સ્વામી છે.

શનિ તથા રાહુ વાયુના સ્વામી છે.

**સમજઃ**—જન્મ કુંડળીમાં સૂર્ય તથા મંગળ બળવાન યા ઉચ્ચના હોય તો જન્મેલ મનુષ્યના શરીરમાં ગરમી વધારે હોય. બુધ બળવાન હોય તો મનુષ્યનું શરીર સ્થૂળ હોય. ગુરૂ બળવાન હોય તો કર્ણેંદ્રિ તિક્ષણ હોય. શુક્ર તથા ચંદ્ર બળવાન હોય તો પાણીની તૃષા વધારે હોય. શનિ અથવા રાહુ બળવાન હોય તો તેના શરીરમાં વાયુની ઉત્પત્તિ અથવા વાયુવિકાર વધારે હોય.

---

## ચારે વર્ણના અધિપતિ ગ્રહો બાબત.

સૂર્ય અને મંગળ ક્ષત્રી જાતિના અધિપતિ અથવા સ્વામી છે.

ગુરૂ અને શુક્ર બ્રાહ્મણ જાતિના અધિપતિ અથવા સ્વામી છે.

ચંદ્ર વૈષ્ય જાતિનો અધિપતિ અથવા સ્વામી છે.

બુધ શુદ્ર જાતિનો અધિપતિ અથવઃ સ્વામી છે.

શનિ અંત્યજ જાતિ (ભીલ–ચંડાળ વિગેરે)નો અધિપતિ અથવા સ્વામી છે.

**સમજઃ**—જન્મકુંડળીમાં નવમા, દશમા, અગર અગીઆરમા

સ્થાનનો જે કોઇ ગ્રહ અધિપતિ અથવા માલેક થયો હોય અને તે ગ્રહ બળવાન હોઇ શુભ સ્થાનમાં પડયો હોય તો પોતાની જાતિના લોકથી ધન, લાભ, આપી ભાગ્યનો ઉદય કરે છે વિગેરે. દાખલા તરીકે–શુક્ર અગર ગુરૂ દશમા સ્થાનનો માલીક થયો છે, તો તે ગ્રહ બ્રાહ્મણ જાતિનો અધિપતિ હોવાથી બ્રાહ્મણ અગર ઉચ્ચ વર્ગના લોકથી તે માણુસના કર્મનો અગર વેપાર રોજગારનો ઉદય થશે. જો અગીઆરમા સ્થાનનો એજ ગ્રહ અધિપતિ થયો હોય તો બ્રાહ્મણ અગર ઉચ્ચ વર્ણના લોકથી તે મનુષ્યને કોઈપણ જાતનો લાભ થશે એમ સમજવું. જો નવમા સ્થાનનો એજ ગ્રહ અધિપતિ થયો હોય તો બ્રાહ્મણ અગર ઉચ્ચ વર્ણના લોકથી તે માણુસના ભાગ્યનો ઉદય થશે એમ માનવું. મતલબ કે ઉપરના ત્રણ સ્થાન પૈકી જે સ્થાનનો જે ગ્રહ અધિપતિ હોય તે સ્થાનનું ફળ જાણવું, એવી રીતે દરેક ગ્રહ માટે સમજી લેવું.

હવે તેવીજ રીતે જે કોઇ ગ્રહ છઠ્ઠા સ્થાનનો અધિપતિ થયો હોય અને તે બળવાન હોઈ લગ્નસ્થાન એટલે પ્રથમ સ્થાનમાં પડયો હોય તો તે ગ્રહની જાતિના લોકથી પોતાને શત્રુતા થાય. બીજી રીતે–પ્રથમ સ્થાનનો માલીક થઇ, છઠ્ઠા સ્થાનમાં પડયો હોય તો પણ તેજ પ્રમાણે થાય.

દાખલો:—ચંદ્રમા, લગ્નસ્થાનનો સ્વામી થઇ છઠ્ઠે રહ્યો હોય અથવા છઠ્ઠા સ્થાનનો સ્વામી થઈ લગ્ને રહ્યો હોય તો વૈષ્ય જાતિના લોકથી શત્રુતા થાય. એ પ્રમાણે સૂર્ય યા મંગળ હોય તો ક્ષત્રિ જાતિના લોકથી શત્રુતા થાય. બુધ હોય તો શુદ્ર જાતિથી, ગુરૂ શુક્ર હોય તો બ્રાહ્મણ જાતિથી અને શનિ હોય તો અંત્યજ એટલે નીચ વર્ણના લોકથી શત્રુતા થાય.

---

## ગ્રહોના રસ અને તે વિષેની સમજ.

સૂર્યનો રસ તીખો છે.
ચંદ્રનો રસ ખારો છે.
મંગળનો રસ કડવો છે.

બુધનો રસ ખટરસ છે. (છ રસ ભેગા મળે તેવો સ્વાદ).

ગુરૂનો રસ મીઠો છે.

શુક્રનો રસ ખાટો છે.

શનિનો રસ કટાણો છે.

**સમજઃ**—જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય, ને તે ગ્રહનો જે રસ હોય તે રસ જન્મ પામનારને વધારે પસંદ હોય છે.

---

## ગ્રહોનાં વસ્ત્ર અને તે સંબંધી સમજ.

સૂર્યનું વસ્ત્ર જાડું હોય છે.

ચંદ્રનું વસ્ત્ર નવું હોય છે.

મંગળનું વસ્ત્ર અર્ધદગ્ધ (અર્ધું બળેલું) હોય છે.

બુધનું વસ્ત્ર છીદ્રવાળું હોય છે.

ગુરૂનું વસ્ત્ર નવું-જુનું (કંઈક નવું અને કંઈક જુનું) હોય છે.

શુક્રનું વસ્ત્ર મજબુત અને ટકાઉ હોય છે.

શનિનું વસ્ત્ર જુનું હોય છે.

**સમજઃ**—જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તે ગ્રહનું જે વસ્ત્ર હોય તેવું વસ્ત્ર પ્રસવ થતી વખતે જન્મ પામનારની માતાએ પહેરેલું હોય એમ સમજવું.

---

## ગ્રહોની ધાતુ અને તે વિષેની સમજ.

સૂર્યનું ત્રાંબું છે. બુધનું કાંસુ છે.

ચંદ્રનું મણી છે. ગુરૂનું રૂપું અથવા ચાંદી છે.

મંગળનું સોનું છે. શુક્રનું મોતી છે.

શનિનું લોખંડ, સીસું, કલાઈ વિગેરે છે.

**સમજઃ**—જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન યા ઉચ્ચનો હોય, ને તે ગ્રહની જે ધાતુ હોય તે ધાતુથી લાભ મળે છે.

---

## ગ્રહોની દિશા અને તે બાબતની સમજ.

સૂર્ય—પૂર્વ દિશાનો સ્વામી અથવા અધિપતિ છે.
મંગળ—દક્ષિણ દિશાનો સ્વામી અથવા અધિપતિ છે.
બુધ—ઉત્તર દિશાનો સ્વામી અથવા અધિપતિ છે.
શનિ—પશ્ચિમ દિશાનો સ્વામી અથવા અધિપતિ છે.
શુક્ર—અગ્નિ ખૂણાનો સ્વામી અથવા અધિપતિ છે.
રાહુ—નૈરૂત્ય ખૂણાનો સ્વામી અથવા અધિપતિ છે.
ચંદ્ર—વાયવ્ય ખૂણાનો સ્વામી અથવા અધિપતિ છે.
ગુરૂ—ઇશાન ખૂણાનો સ્વામી અથવા અધિપતિ છે.

**સમજઃ**—જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય ને તે ગ્રહની જે દિશા હોય તે દિશાએથી લાભ મળે એમ જાણવું.

---

## ગ્રહો રોગ કરે તે બાબત

સૂર્ય વાત, પિત્ત સાથે ગરમી કર્તા છે.
ચંદ્ર કફ કર્તા છે.
મંગળ ગરમી કર્તા છે.
બુધ ત્રિદોષ કર્તા છે.
ગુરૂ દમ—અમુઝણ કર્તા છે.
શુક્ર સલેખમ કર્તા છે.
શનિ અને રાહુ વાયુ કર્તા છે.

**સમજઃ**—જન્મકુંડળીમાં જે કોઈ ગ્રહ છઠ્ઠા સ્થાનનો અધિપતિ થઇ લગ્ને એટલે પહેલા સ્થાનમાં રહ્યો હોય, અથવા પહેલા સ્થાનનો અધિપતિ થઇ છઠ્ઠા સ્થાનમાં રહ્યો હોય તો, તે ગ્રહ જે રોગ ઉત્પન્ન કર્તા હોય તે રોગ જન્મ પામનારને ઉત્પન્ન થાય છે.

**દાખલો**—જન્મકુંડળીમાં પ્રથમ સ્થાનનો અધિપતિ શુક્ર છઠ્ઠા સ્થાનમાં છે, અથવા છઠ્ઠા સ્થાનનો અધિપતિ શુક્ર પ્રથમ સ્થાનમાં છે, તો જન્મ પામનારને સળેખમનો રોગ અવર નવર ઉત્પન્ન થયા કરે. વળી જ્યારે તે ગ્રહની મહા દશા કે અંતરદશા ચાલતી હોય ત્યારે તે રોગનો ઉપદ્રવ અવશ્ય કરીને ઉત્પન્ન થાય છે.

---

# ગ્રહોના મિત્ર, સમ અને શત્રુ સમજવાનો કોઠો.

| ગ્રહ. | મિત્ર. | સમ. | શત્રુ. |
|---|---|---|---|
| સૂર્ય. | ચંદ્ર, મંગળ, ગુરૂ. | બુધ. | શુક્ર, શનિ, રાહુ. |
| ચંદ્ર. | સૂર્ય, બુધ. | મં. ગુરૂ. શુક્ર, શનિ. | રાહુ. |
| મંગળ. | સૂર્ય, ચંદ્ર, ગુરૂ, | શુક્ર શનિ. | બુધ, રાહુ. |
| બુધ. | સૂર્ય, શુક્ર, રાહુ. | મંગળ, ગુરૂ, શનિ. | ચંદ્ર. |
| ગુરૂ. | સૂર્ય, ચંદ્ર, મંગળ. | શનિ, રાહુ. | બુધ, શુક્ર. |
| શુક્ર. | બુધ, શનિ, રાહુ. | મંગળ, ગુરૂ. | સૂર્ય, ચંદ્ર. |
| શનિ. | બુધ, શુક્ર, રાહુ. | ગુરૂ. | સૂર્ય, ચંદ્ર, મંગળ. |
| રાહુ. | બુધ, શુક્ર, શનિ. | ગુરૂ. | સૂર્ય, ચંદ્ર, મંગળ. |

સૂર્યના ચંદ્ર મંગળ અને ગુરૂ મિત્ર,–બુધ સમ, અને શુક્ર, શનિ તથા રાહુ શત્રુ જાણવા.

ચંદ્રના સૂર્ય, તથા બુધ મિત્ર,–મંગળ, ગુરૂ, શુક્ર તથા શનિ સમ, અને રાહુ શત્રુ જાણવો.

મંગળના સૂર્ય, ચંદ્ર તથા ગુરૂ મિત્ર,–શુક્ર તથા શનિ સમ, અને બુધ, રાહુ શત્રુ જાણવા.

બુધના સૂર્ય, શુક્ર તથા રાહુ મિત્ર,–મંગળ, ગુરૂ તથા શનિ સમ, અને ચંદ્ર શત્રુ જાણવો.

ગુરૂના સૂર્ય, ચંદ્ર તથા મંગળ મિત્ર,—શનિ તથા રાહુ સમ, અને બુધ તથા શુક્ર શત્રુ જાણવા.

શુક્રના બુધ, શનિ તથા રાહુ મિત્ર,—મંગળ તથા ગુરૂ સમ, અને સૂર્ય તથા ચંદ્ર શત્રુ જાણવા.

શનિના બુધ, શુક્ર તથા રાહુ મિત્ર,–ગુરૂ સમ, અને સૂર્ય, ચંદ્ર તથા મંગળી શત્રુ જાણવા.

રાહુના બુધ, શુક્ર તથા શનિ મિત્ર,–ગુરૂ સમ, અને સૂર્ય, ચંદ્ર તથા મંગળ શત્રુ જાણવા.

જન્મકુંડળી, વર્ષકુંડળી અગર પ્રશ્નકુંડળીમાં જે ભાવમાં ગ્રહો પોતે બેઠા હોય તે ભાવ થકી એટલે પોતાથકી ૨, ૩, ૪, ૧૦, ૧૧, ૧૨, એ સ્થાનોમાં રહેલા ગ્રહો તત્કાળ મિત્ર જાણવા અને ૧-૫-૬-૭-૮-૯ એ સ્થાનોમાં આવેલા ગ્રહો તત્કાળ શત્રુ જાણવા.

જો ઉપર જણાવેલા કોઠામાં ગ્રહો એક બીજાના મિત્ર હોય ને તેઓ કુંડળીમાં પોતાથી ૨-૩-૪-૧૦-૧૧-૧૨ એ સ્થાનોમાં આવેલા હોય તો અધિ મિત્ર થાય છે; સમ હોય ને એ સ્થાનોમાં આવેલા હોય તો મિત્ર, અને શત્રુ હોય તો સમ થઈ જાય છે. તેવીજ રીતે ગ્રહો પોતા થકી ૧-૫-૬-૭-૮-૯ એ સ્થાનોમાં રહેલા હોય તો મિત્રને બદલે સમ, સમ હોય તો શત્રુ અને શત્રુ હોય તો અધિ. શત્રુ થાય છે.

---

## અસ્ત, ઉદય, દગ્ધ તથા વર્ગોત્તમી ગ્રહો બાબત.

જે જે ગ્રહો સૂર્યની નજદીકમાં હોય એટલે સૂર્ય જે રાશિમાં હોય તેજ રાશીમાં એટલે સૂર્યની સાથેજ બેઠા હોય અથવા સૂર્ય જે રાશિમાં હોય તેની આગળની અથવા પાછળની રાશિમાં રહ્યા હોય તો તે સૂર્યના તેજથી અસ્ત થાય છે તેથી તેઓ અસ્તના કહેવાય છે; પરંતુ તેઓ સૂર્યના અંશ કરતાં નીચે દર્શાવેલા અંશે રહ્યા હોય તો અસ્તના થયા છે એમ સમજવું.

ચંદ્ર ૧૨, મંગળ ૧૭, બુધ ૧૩, ગુરૂ ૧૧, શુક્ર ૯ અને શનિ ૧૫ અંશે હોય તો અસ્તના થયા છે એમ જાણવું.

જે ગ્રહો અસ્તના થયા ન હોય તેમને ઉદયના ગ્રહો જાણવા.

જે ગ્રહ અસ્તનો હોય અને તે પાપગ્રહ સાથે બેઠો હોય અથવા પાપગ્રહની દૃષ્ટિમાં હોય તો તે દગ્ધ ગ્રહ કહેવાય છે.

લગ્ન તથા ગ્રહો જન્મકુંડળીમાં જે રાશિમાં હોય તેજ રાશિમાં નવમાંશ કુંડળીમાં આવે તો તે ગ્રહો વર્ગોત્તમી ગણાય છે.



## ગ્રહોની પૂજા કરવા બાબત.

સૂર્યનો અગ્નિદેવ છે.
ચંદ્રનો જમદેવ છે.
મંગળનો અગ્નિકુમાર છે.
બુધનો વિશ્નુદેવ છે.
ગુરૂનો ઇંદ્રદેવ છે.
શુક્રનો ઇંદ્રાણી છે.
શનિનો પ્રજાપતિ એટલે બ્રહ્મા છે.

**સમજ**:—જ્યારે અમુક ગ્રહની દશા દુઃખકર્તા હોય અથવા તો બીજી રીતે તે કોઇ ગ્રહ વિઘ્નકર્તા હોય તો તે ગ્રહના દેવતાની પૂજા કરવાથી તે ગ્રહ પ્રસન્ન થાય છે.

---

## સૂર્યનું ખાસ ફળ.

પ્રથમ ભાગમાં, દરેક સ્થાનમાં દરેક ગ્રહની જુદી જુદી સત્તા— એટલે દરેક ગ્રહનું સામાન્ય ફળ જણાવવામાં આવેલું છે, જેથી તે ફળ બારીક નથી. પાછળ જણાવેલ ફળાદેશ, બાર રાશી પૈકી કોઈ પણ રાશિમાં અમુક ગ્રહ બેઠેલો હોય તેને માટેજ સામાન્ય રીતે લાગુ પડે છે, પરંતુ અમુક ગ્રહ અમુકજ રાશિમાં હોય તો શું ફળ આપે છે તે અત્રે જણાવીયે છીએ.

પ્રથમ સ્થાનમાં રવિ જો કર્ક, વૃશ્ચિક કે મીન રાશિમાં હોય તો મનુષ્ય વ્યભિચારી અથવા દુરાચારી થાય. જો વૃશ્ચિક રાશિમાં હોય તો મોટો નામાંકિત ડૉકટર બને અથવા તો ઔષધોની બાબતમાં પ્રવિણ થાય અને તેથી માન કીર્તિ મેળવે. એકંદર જન્મ વખતનો રવિ માણસને નસીબવંત બનાવનાર અને અભ્યુદય કરનાર છે.

રવિ જો, બીજા સ્થાનમાં હોય અને તે પર ગુરૂની દૃષ્ટિ હોય તો ધન દોલત પ્રાપ્ત થાય છે.

ત્રીજા સ્થાનમાં મેષ, સિંહ અને ધન અગર કર્ક, વૃશ્ચિક કે મીન રાશિમાં હોય તો ટુંકી મુસાફરીઓ ઘણીજ થાય છે.

ચોથા સ્થાનમાં જો મેષ રાશિમાં હોય તો પાછલી જીંદગી દરેક બાબતે સુખી થાય છે.

આઠમા સ્થાનમાં મંગળની સાથે અથવા મંગળની દૃષ્ટિમાં હોય અને તેનો બીજા કોઈ શુભ ગ્રહોથી બચાવ થતો ન હોય તો Accident death–અકસ્માત મર્ણનો ભય બતાવે છે.

નવમા સ્થાનમાં કર્ક, વૃશ્ચિક કે મીન રાશિમાં હોય તો દરિયાઈ મુસાફરી કરાવે.

અગિયારમા સ્થાનમાં જો ઉચ્ચનો હોય તો મિત્રોથી અગર બીજી રીતે મદદ યા લાભ મળે છે. પરંતુ જો નીચનો હોય તો ઉલટું નુકશાન થાય છે.

---

## ચંદ્રનું ખાસ ફળ.

પહેલા સ્થાનમાં ચંદ્ર જો વૃશ્ચિક અથવા મકર રાશિનો હોય તો મનુષ્ય નીચ સંગતમાં ભળનારો અને દુરાચારી થાય છે. મિથુન, કન્યા, તુલા અથવા કુંભ રાશિનો હોય તો જ્યોતિષ અગર બીજી ગુપ્ત વિદ્યાનો શોખીન થાય છે. કર્ક અથવા મીન રાશિનો હોય તો ઘણોજ માયાળુ, સારા સ્વભાવનો અને માન પામનાર થાય છે. વરખનો હોય તો દૃઢ મનનો, ખંતીલો અને ઉદ્યોગી થાય છે.

બીજા સ્થાનમાં વૃશ્ચિક અગર મકર રાશિનો હોય તો પૈસા સંબંધીની હાલત નબળી બતાવે છે.

ચોથા સ્થાનમાં કર્ક અથવા વૃષભ રાશિનો હોય તો જીંદગીમાં એક ઘણીજ સારી અને ફત્તેહની ઉત્તમ નિશાની છે. મતલબ કે જીંદગી ઘણીજ સારી જાય–છેલ્લે સ્વતંત્રપણું ભોગવે. જમીન અને ખેતીના ધંધાથી ફત્તેહ મળે. રહેઠાણો વારંવાર બદલવાં પડે.

પાંચમા સ્થાનમાં કર્ક અથવા મીનનો હોય તો જુગારનો, સ્ત્રીઓનો અથવા વૈભવનો ઘણોજ શોખીન થાય.

આઠમા સ્થાનમાં વરખ રાશિનો હોય તો લગ્નથી અથવા લગ્ન પછી, અગર પોતાની કીંવા અન્ય સ્ત્રી દ્વારા પૈસા મળે અગર બીજી કોઈ રીતે પણ મહાન લાભ થાય.

દશમા સ્થાનમાં વૃષભ અથવા કર્કરાશિનો હોય તો પબ્લીક ઉપયોગી ચીજો વેચવાથી લાભ, માન અને કીર્તિ મળે, અને જીંદગીની ચોક્કસ રીતે ફત્તેહ બતાવે છે, તેમજ સારા ઘરની સ્ત્રીઓથી મહેરબાની યા લાભ પ્રાપ્ત થાય.

બારમા સ્થાનમાં વૃશ્ચિક અથવા મકરરાશિનો હોય તો દગા-ફટકા થવાનો સંભવ રહે છે.

---

## મંગળનું ખાસ ફળ.

પહેલા સ્થાનમાં મંગળ જો વૃષભ, કન્યા અથવા મકર રાશિમાં હોય તો મનુષ્ય સ્વાર્થી, વ્યભિચારી, કીનાખોર અને દુરાચારી થાય છે. કર્ક, વૃશ્ચિક અથવા મીન રાશિમાં હોય તો કેપ્ટન અથવા ખલાસી બને. મકર રાશિમાં હોય તો મોટો રસાયણી અથવા ડૉકટર બને.

ચોથા સ્થાનમાં મંગળ ઉચ્ચ યા સ્વગ્રહી ન હોય એટલે મેષ, વૃશ્ચિક અને મકર રાશિ સિવાયની બીજી કોઈ પણ રાશિમાં રહેલો હોય તો માતાનું સુખ ઘણું કમી મળે, તેમજ પોતાના સુખને માટે પણ મુશ્કેલી બતાવે છે.

છઠ્ઠા સ્થાનમાં વૃષભ, સિંહ, વૃશ્ચિક અથવા મીન રાશિમાં હોય તો ગળામાં અથવા છાતીમાં દુઃખ યા પીડા ઉત્પન્ન થાય. મિથુન, કન્યા, ધન અથવા મીનનો હોય તો ફેફસાંનું દરદ ઉત્પન્ન થાય. મેષ, કર્ક, તુલા અથવા મકરનો હોય તો કલેજાનું અથવા મુત્રાશય વિગેરે દરદ ઉત્પન્ન કર્તા છે, તેમજ ખરાબ નોકર ચાકરોથી ભય અને નુકસાન થવાનો સંભવ.

બારમા સ્થાનમાં કોઈપણ રાશિમાં મંગળ હોય તો વારંવાર નુકસાન અથવા ધોકા પુગવાનો સંભવ, ચોર અથવા લુંટારાઓથી નુકસાન અથવા ભય ઉત્પન્ન થાય, કેદ અગર દંડ થવાનો સંભવ.

---

## બુધનું ખાસ ફળ.

પહેલા સ્થાનમાં બુધ જો મેષ, સિંહ અગર ધન રાશિમાં હોય તો મનુષ્ય નાટકનો શોખીન, છુટી જબાનનો, ગણીત શાસ્ત્રમાં નિપુણ

અને ક્રોધી થાય. મેષ, સિંહ કરતાં આ બાબતમાં ધન રાશિનો બુધ વધારે સારો ગણાય, પરંતુ બીજી બાબતમા ધન રાશિનો બુધ ઉ-તાવળીયો, અવિચારી અથવા ટુંક બુદ્ધિનો ગણાય છે. એજ સ્થાનમાં વૃષભ અથવા મકર રાશિમા હોય તો મતાભિમાની-પોતાનોજ કક્કો ખરો કરવાવાળો અને પોતાનુંજ ભલું જોવાવાળો હોય છે. મિથુન, કન્યા, તુલા અથવા કુંભ રાશિમાં હોય તો ભાષણકર્તા, મોટો સ્કૉલર અગર રાઇટર (લેખક) અને સાયન્ટીફીક જ્ઞાન સહેલાઈથી મેળવવાવાળો થાય છે. વૃશ્ચિક રાશિમાં હોય તો મોટો કેમીસ્ટ અથવા ડૉકટર બને. કર્ક અથવા મીન રાશિમાં હોય તો તોપમારૂ અથવા ડફાંસી થાય.

ત્રીજા સ્થાનમાં મિથુન, કન્યા, તુલા, વૃશ્ચિક અગર કુંભ રાશિમાં હોય તો સાયન્સ, જયોતિષ અને ગુપ્ત વિદ્યાનો જાણકાર થાય.

ચોથા સ્થાનમાં સ્વગ્રહી એટલે મિથુન અથવા કન્યા રાશિમાં હોય તો પાછલી જીંદગી સુખશાંતિમાં જાય.

પાંચમા સ્થાનમાં મિથુન, સિંહ અથવા કન્યા રાશિમાં હોય તો સંતાન માટે ચિંતાકારક, જુગાર, શરત અગર સટ્ટાનું વલણ બતાવે છે.

નવમા સ્થાનમાં મેષ, કર્ક, તુલા અથવા કુંભ રાશિમાં હોય તો મ્હોટી મુસાફરી થવાનો સંભવ રહે છે.

અગીયારમા સ્થાનમાં જો મીન રાશિમાં હોય તો મિત્રોથી નુકસાન થવાનો સંભવ.

બારમા સ્થાનમાં વૃષભ, વૃશ્ચિક અથવા મકર રાશિમાં હોય તો છુપા દુશ્મનો ઘણા હોય.

---

## ગુરૂનું ખાસ ફળ.

પહેલા સ્થાનમાં ગુરૂ જો મેષ, સિંહ અગર ધન રાશિમાં હોય તો મનુષ્ય વિજયવંત. મગરૂર, દ્દઢ અને નિમકહલાલ થાય છે. કર્ક, વૃશ્ચિક કે મીન રાશિમાં હોય તો પૈસાનો બેદરકાર છતાં નસીબવંત.

બીજા સ્થાનમાં કર્ક રાશિમાં હોય તો ધનનો લાભ અને આબાદી થાય.

છઠ્ઠા સ્થાનમાં મિથુન અથવા કન્યા રાશિમાં હોય તો છાંતી અગર આંતરડામાં ઉપાધિ કર્તા.

આઠમા સ્થાનમાં સ્વગ્રહી અગર ઉચ્ચનો એટલે ધન, મીન અગર કર્ક રાશિમાં હોય તો લગ્નથી પૈસા અથવા વીલથી દોલત મળે. ધન અગર મીનરાશિ કરતાં આ બાબતમાં કર્કરાશિનો ગુરૂ વધારે બળવાન છે.

---

## શુક્રનું ખાસ ફળ.

પહેલા સ્થાનમાં શુક્ર જો વૃષભ, મિથુન, તુલા અથવા કુંભ રાશિમાં હોય તો મનુષ્ય ગાયન, નૃત્યકળા વિગેરેનો શોખીન હોય.

બીજા સ્થાનમાં મીન રાશિમાં હોય તો ધન સંબંધી ફત્તેહ બતાવે છે.

ચોથા સ્થાનમા મીન રાશિમા હોય અને મંગળની તેનાપર ખરાબ દૃષ્ટી ન હોય તો વારસો અગર અકસ્માત ધન મળે.

આઠમા સ્થાનમાં સ્વગ્રહી યા ઉચ્ચ એટલે વરખ, તુલા અથવા મીન રાશિમાં હોય તો લગ્નથી લાભ, અગર વારસો અથવા વીલથી દોલત મળે.

છઠ્ઠા આઠમા બારમા સ્થાન સિવાય બીજા સ્થાનોમાં ગુરૂ તથા શુક્રનું એકંદર ફળ સારૂં ગણાય છે. આઠમા સ્થાનમાં સ્વગ્રહી યા ઉચ્ચના હોય તો ઉપર મુજબ ફળ આપે છે. ફક્ત એટલુંજ ધ્યાનમાં રાખવું જોઇયે કે તેના ઉપર બીજા કોઈ ખરાબ યા પાપગ્રહની દૃષ્ટિ હોવી જોઇયે નહિ.

---

## શનિનું ખાસ ફળ.

પહેલા સ્થાનમાં શનિ જો તુલા રાશિમાં હોય તો મનુષ્યને અનેક મુશીબતોમાંથી પસાર થવું પડે છે, તેમજ સ્ત્રી સુખ માટે પણ ચિંતા બતાવે છે.

બીજા સ્થાનમાં મેષ રાશિમાં હોય તો ધન સંબંધી મુશ્કેલી ભોગવવી પડે.

ત્રીજા સ્થાનમાં મકર કુંભ સિવાય કોઇ પણ રાશિમાં હોય તો મુસાફરીથી જીંદગીમાં એક વખતે ભય અને નુકશાન થવાનો સંભવ અગર તો નજદીકનાં સગાંવહાલાંઓથી નુકશાન થાય. જ્યોતિષ અને ગુપ્ત વિદ્યાઓનો શોખીન થાય.

ચોથા સ્થાનમાં તુલા, મકર અગર કુંભ રાશિમાં હોય તો જમીન અથવા સ્થાવર મીલ્કત તેમજ ધન દોલતનો લાભ મળે.

સાતમા સ્થાનમાં મિથુન, કન્યા, ધન અગર મીન રાશિમાં હોય તો બે સ્ત્રીથી વધારે થવાનો યોગ. જો ઉંચનો હોય તો સ્ત્રી અગર પતિને ધન દોલત મળે, પરંતુ બંનેના સુખમાં વિઘ્ન, ભાગીદારીથી નુકશાન, કોર્ટ દરબારથી નાસીપાસી.

---

## રાહુનું ખાસ ફળ.

પહેલા સ્થાનમાં રાહુ જો મિથુન, તુલા અગર કુંભ રાશિમાં હોય તો મનુષ્ય દરેક સાયન્સ અને ગુપ્ત વિદ્યાઓનો શોખીન અને જાણકાર થાય. કર્ક, વૃશ્ચિક અથવા મીન રાશિમાં હોય તો લુચ્ચી મંડળીઓમાં ભળનારો, દ્વેષી, ખરાબ રીતભાતવાળો અને સાંકડા વલણનો હોય.

દશમા સ્થાનમાં કોઇ પણ રાશિમાં હોય તો માન અને અપમાન એટલે પ્રથમ માન મળે તો પાછળથી અપમાન થાય. પોતાના મુરબીઓ સાથે તકરાર થાય, પોતાને માથે કોઈપણ જાતના આરોપ આવે.

બારમા સ્થાનમાં મિથુન રાશિમાં રાહુ હોય તો જીંદગીમાં એક વખત ગમે ત્યારે જબરજસ્ત નુકસાન થાય.

---

## દેહનાં સુખ દુઃખ બાબત.

દેહનાં સુખ દુઃખ સંબંધી બાબતો જણાવતાં પહેલાં અત્રે જણાવવાની જરૂર છે કે, અત્રે અને હવે પછી જે જે સ્થળે નીચે મુજબ જુદા જુદા શબ્દો વાપરેલા હોય તે સઘળાનો અર્થ એકજ સમજી લેવો:—

અ. સ્થાન, ભાવ, ભુવન અથવા ઘર.

બ. સ્વામી, અધિપતિ, માલીક, ઇશ અથવા પતિ.

૧ લગ્નેશ, લગ્ન સ્વામી, લગ્નાધિપતિ, દેહેશ, દેહાધિપતિ, પ્રથમેશ, પ્રથમાધિપતિ એટલે પહેલા સ્થાનનો માલીક.

૨ ધનેશ, ધનાધિપતિ, દ્વિતિયેશ, દ્વિતિયાધિપતિ એટલે બીજા ભાવનો માલીક.

૩ તૃતિયેશ, તૃતિયાધિપતિ, પરાક્રમેશ, પરાક્રમાધિપતિ એટલે ત્રીજા સ્થાનનો સ્વામી.

૪ ચતુર્થેશ, ચતુર્થાધિપતિ, સુખેશ એટલે ચોથા ભાવનો માલીક.

૫ પંચમેશ, પંચમાધિપતિ, સંતાનભુવનનો સ્વામી એટલે પાંચમા ભાવનો સ્વામી.

૬ ષષ્ઠેશ, ષષ્ઠાધિપતિ એટલે છઠ્ઠા સ્થાનનો માલીક.

૭ સપ્તમેશ, સપ્તમાધિપતિ એટલે સાતમા સ્થાનનો અધિપતિ.

૮ અષ્ટમેશ, અષ્ટમાધિપતિ એટલે આઠમા ભાવનો સ્વામી.

૯ નવમેશ, ભાગ્યેશ, ભાગ્યાધિપતિ એટલે નવમા સ્થાનનો માલીક.

૧૦ દશમેશ, કર્મેશ, કર્માધિપતિ, રાજ્યેશ, રાજ્યાધિપતિ એટલે દશમાનો માલીક.

૧૧ લાભેશ, લાભાધિપતિ, એટલે અગીયારમા ભાવનો માલીક.

૧૨ વ્યયેશ, દ્વાદશેશ, બારમેશ એટલે બારમા સ્થાનનો અધિપતિ.

જન્મ લગ્નનો સ્વામી શુભ ગ્રહ બળવાન હોય ને તે કેંદ્રસ્થાન એટલે ૧–૪–૭–૧૦ અથવા ત્રિકોણ સ્થાન એટલે ૫–૯ સ્થાને રહ્યો હોય અને તે લગ્ન સ્વામી શુભ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો દેહનું સંપૂર્ણ સુખ જાણવું.

લગ્નનો સ્વામી લગ્નમાં હોય અને તેના ઉપર પાપગ્રહની દૃષ્ટિ ન હોય તોપણ દેહનું સુખ જાણવું.

જન્મ લગ્નનો સ્વામી નિર્બળ છતાં કેંદ્ર કે ત્રિકોણમાં હોય તો શરીર નિરોગી જાણવું.

ગુરૂ કેંદ્રમાં હોય અને લગ્નસ્વામી બળવાન હોય તો તે માણસ સર્વ વાતે સુખી જાણવો.

જન્મ લગ્નનો સ્વામી તથા ગુરૂ એ બને ગ્રહો કેંદ્રમાં હોય અને કેંદ્ર, ત્રિકોણ અને આઠમા ભાવમાં પાપગ્રહો રહ્યા ન હોય તો તે મનુષ્ય ન્હાના પ્રકારનાં સુખ અને વૈભવ ભોગવે છે.

લગ્નનો સ્વામી બળવાન થઇને કેંદ્રમાં રહ્યો હોય, તેના ઉપર પાપગ્રહની દૃષ્ટિ ન હોય અને શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય તો સંપૂર્ણ સૂખી જાણવો.

દેહાધિપતિ દશમે હોય અને સૂર્ય લગ્નમાં હોય તોપણ દેહથી સુખી હોઇ કીર્તિવાન થાય.

લગ્નનો સ્વામી ઉચ્ચ હોય અને તે શુભગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો તે માણુસ સુખી હોઇ નામાંકિત નીવડે.

શુભગ્રહની રાશિનું લગ્ન હોય અને તેને શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિવાળો હોય તોપણ સૂખી જાણવો.

લગ્નમાં ગુરૂ હોય અથવા જળ રાશિનો ગુરૂ લગ્નને દેખતો હોય તો શરીર પુષ્ટ જાણવું.

લગ્નનો સ્વામી જળ રાશિનો હોઇ બળવાન હોય અને તેની સાથે શુભગ્રહ હોય તો શરીર પુષ્ટ જાણવું.

જળ રાશિનું જન્મ લગ્ન હોય અને તેને શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો તે મનુષ્યનું શરીર સ્થુળ જાણવું.

દેહેશ પાપગ્રહ સાથે છઠ્ઠે, આઠમે અથવા બારમે સ્થાને પડેલો હોય તો તે માણુસને શરીર સુખ હોય નહિ.

છઠ્ઠા સ્થાનનો માલીક છઠ્ઠે, આઠમાનો માલીક આઠમે અથવા બારમાનો માલીક બારમે હોય તો પણ દેહ સુખ હોય નહિ.

લગ્નમાં પાપગ્રહ હોય અને લગ્નનો અધિપતિ નીચ અથવા બળહીન હોય તો ન્હાના પ્રકારના રોગો ઉત્પન્ન થાય અથવા ચિંતા પરિતાપ રહ્યા કરે.

લગ્નનો તેમજ આઠમાનો માલીક છઠ્ઠે હોય તો ડાબા નેત્ર વિષે, અને શુક્ર છઠ્ઠા સ્થાનમાં હોય તો જમણા નેત્ર વિષે રોગી થાય.

## અંધો, બ્હેરો, કાણો, મુંગો, લૂલો લંગડો થવા વિષે.

બીજા અને બારમા ભાવના સ્વામીએ શુક્ર અને લગ્ન સ્વામી સહિત ત્રિકસ્થાનમાં હોય તો તે માણસ આંધળો થાય.

લગ્ન સ્વામી, સૂર્ય અને શુક્ર સાથે ત્રિકસ્થાનમાં હોય તો પણ અંધો જાણવો.

ચંદ્રમા પાપગ્રહ અને શુક્રની સાથે બીજે હોય તો પણ આંધળો જાણવો.

શનિથી ચોથે બુધ હોય અને છઠ્ઠાનો સ્વામી ત્રિકસ્થાનમાં હોય તો બ્હેરો જાણવો.

છઠ્ઠાનો સ્વામી શનિથી જોવાયલો ત્રિકસ્થાનમાં હોય તો પણ બ્હેરો જાણવો.

બીજા ભાવનો સ્વામી શનિ મંગળની સાથે લગ્નમાં હોય તો કાનનો નાશ થાય અથવા સખ્ત બહેરાપણું દાખવે.

અગીયારમા અને ત્રીજા ભાવના સ્વામીને પાપગ્રહ સાથે સંબંધ હોય તો કાનના રોગવાળો જાણવો.

૩—૫—૯—૧૧ એ સ્થાનોમા એકત્ર અથવા જુદા જુદા પાપગ્રહો રહેલા હોય તો બ્હેરો થાય.

બીજા ભાવનો સ્વામી, શુક્ર અને ચંદ્ર સાથે લગ્નમાં હોય તો રતાંધળો થાય, પણ જો બીજા ભાવનો સ્વામી ઉચ્ચ રાશિમાં શુભ-ગ્રહની સાથે રહેલ હોય તો તેમ ન થાય.

જન્મકુંડળીમાં ચંદ્ર અને શુક્ર છઠ્ઠે, આઠમે અગર બારમે ભાવે રહ્યા હોય તો તે માણસ રતાંધળો થાય.

જો સિંહનો ચંદ્રમા અથવા કર્કનો સૂર્ય સાતમા ભાવમાં રહેલા મંગળને જોતો હોય તો તે માણસ કાણો થાય.

ગુરૂ અથવા શુક્ર, લગ્નમાં રહેલ મંગળ અથવા ચંદ્રમાને જોતો હોય તો પણ કાણો થાય.

નવમા ભાવનો અધિપતિ મેષ, સિંહ, વૃશ્ચિક અગર મકર રાશિમાં રહીને સાતમા સ્થાનમાં રહેલા મંગળને જોતો હોય તો પણ મનુષ્ય કાણો થાય.

બીજા ભાવનો સ્વામી ગુરૂ સાથે ત્રિકસ્થાનમાં હોય તો મુંગો જાણવો.

છઠ્ઠા ભાવનો સ્વામી ગુરૂ સાથે લગ્નમાં હોય તો પણ મુંગો જાણવો.

ષષ્ઠેશ અને બુધ લગ્નમાં હોય તોપણ મુંગો જાણવો.

સૂર્ય, મંગળ અને શનિ છઠ્ઠે હોય તો પાંગળો જાણવો.

સાતમા ભાવનો સ્વામી શનિ, પાપગ્રહ સાથે હોય તોપણ પાંગળો જાણવો.

પાપગ્રહ યુક્ત આઠમા તેમજ નવમા ભાવના સ્વામીઓ જો ક્રૂરગ્રહથી ચોથે હોય, તો તે માણુસ લૂલો થાય.

રાહુ તથા સૂર્ય, મંગળ અને શનિ સહિત છઠ્ઠા ભાવમાં હોય તો પણ લૂલો થાય.

શનિ અને છઠ્ઠાનો માલીક બારમે હોય અને તેમના ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય તોપણ લૂલો થાય.

શનિ અને ચંદ્રમા મેષ, કર્ક, મકર અથવા મીન રાશિમાં હોય તો તે માણુસ લંગડો થાય.

---

## મનુષ્યના ગુણ લક્ષણ બાબત.

લગ્નનો સ્વામી દીર્ઘ રાશિનો હોય તો દેહ ઉંચો જાણવો, લગ્નનો સ્વામી હ્રસ્વ રાશિનો હોઇને લગ્નને દેખતો હોય તો ઠીંગણો જાણવો.

લગ્નમાં બુધ મંગળ સાથે હોય તો કપટી અથવા પ્રપંચી જાણવો.

લગ્નમાં મંગળ, શનિ અને રાહુ સાથે હોય તો અતિશય દગલબાજ જાણવો.

લગ્નમાં બુધ અને સાતમે ગુરૂ હોય તો હસમુખા સ્વભાવનો જાણવો.

મંગળ અને બુધ શનિની રાશિમાં હોય તો પણ હસમુખા સ્વભાવનો જાણવો.

ચોથા સ્થાનમાં રાહુ પાપગ્રહની સાથે અથવા પાપગ્રહથી જોવાયલો હોય તો બહારથી શુદ્ધ પણ અંદરથી કપટી જાણવો.

ચતુર્થેશ છઠ્ઠા સ્થાનમાં હોય તો ચોર જાણવો, આઠમાનો અધિપતિ બીજા સ્થાનમાં હોય તો પણ ચોર, મંગળ, બુધ છઠ્ઠા સ્થાનમાં હોય તોપણ ચોર જાણવો.

અગીયારમા સ્થાનમાં મંગળ બળવાન હોય તો વૃદ્ધ છતાં પણ જવાનનાં આચરણવાળો હોય.

---

## નપુંસક થવા બાબત

જન્મકુંડળીમાં સૂર્ય વિષમ અથવા એકી રાશિમાં અને ચંદ્રમા સમ અથવા બેકી રાશિમાં હોય અથવા ચંદ્રમા વિષમ રાશિમાં અને સૂર્ય સમ રાશિમાં રહીને એક બીજાને દેખતા હોય તો નપુંસક થાય.

શનિ, સમ રાશિમાં અને બુધ વિષમ રાશિમાં હોય અને બંને પરસ્પર જોતા હોય તો નપુંસક થાય.

મંગળ વિષમ રાશિમાં અને સૂર્ય સમ રાશિમાં હોય અને બંને પરસ્પર જોતા હોય તો નપુંસક થાય.

લગ્ન અને ચંદ્રમા વિષમ રાશિમાં હોય અને તે બંનેને સમરાશિમાં રહેલો મંગળ જોતો હોય તો નપુંસક થાય.

ચંદ્રમા સમ રાશિનો અને બુધ વિષમ રાશિનો હોય અને તે બંનેને ગમે તે રાશિમાં રહીને મંગળ જોતો હોય તો નપુંસક થાય.

શુક્ર, ચંદ્ર અને લગ્ન પુરૂષગ્રહની રાશિમાં અથવા નવમાંસમાં હોય તોપણ નપુંસક થાય.

---

## વિવિધ રોગ તથા પરિતાપ ઉત્પન્ન થવા વિષે.

લગ્નાધિપતિ, મંગળ અથવા બુધના ઘરમાં હોય અથવા તો લગ્નેશ, મંગળ અથવા બુધની દૃષ્ટિવાળો કોઇપણ ભાવમાં હોય તો તે માણસ નેત્રરોગી થાય.

કોઈપણ સ્થાનમાં પોતાના શત્રુગ્રહની દૃષ્ટિવાળો લગ્નનો સ્વામી, મંગળ અથવા બુધના ઘરમાં રહ્યો હોય તો ગુદાના સમીપમાં પીડા થાય.

જો મંગળ અને શનિ શત્રુસ્થાનમાં હોય તો હરસ અથવા વાત વિકારાદિ પીડા થાય.

લગ્નસ્વામી અને બુધ, અગર ચંદ્ર મંગળ ને રાહુ અથવા કેતુ સાથે કોઇ પણ સ્થાનમાં હોય તો સફેદ કોઢ થાય.

રવિ, મંગળ અથવા શનિ સાથે કોઇપણ સ્થાનમાં હોય તો લાલ અને કાળા કોઢવાળો થાય.

લગ્નપતિ, સૂર્ય સહિત ત્રિકસ્થાન (૬–૮–૧૨) માં હોય તો કંઠમાળનો રોગ ઉત્પન્ન થાય.

લગ્નેશ, ચંદ્ર સહિત ત્રિકસ્થાનમાં હોય તો જલગંડનો રોગ થાય.

લગ્નસ્વામી, મંગળ સાથે છઠ્ઠે, આઠમે અથવા બારમે હોય તો ગાંઠ અને શસ્ત્રથી વ્રણ થાય.

લગ્નનો માલીક, બુધ યુક્ત ત્રિકસ્થાનમાં હોય તો પિત્તરોગ થાય.

પ્રથમ સ્થાનનો અધિપતિ, ગુરૂ સહિત નેષ્ટ સ્થાનમાં હોય તો આમની પીડા ઉત્પન્ન થાય.

દેહ ભુવનનો સ્વામી, શુક્ર સહિત ત્રિકસ્થાન–નેષ્ટ સ્થાનમાં હોય તો ક્ષયરોગ થાય.

લગ્નેશ, શનિ રાહુ અગર કેતુ સાથે ૬–૮–૧૨ સ્થાનમાં હોય તો ચંડાળ જાતિથી દુષ્ટ રોગ ઉત્પન્ન થાય.

સૂર્ય ચંદ્ર કે શનિ, છઠ્ઠે કે આઠમે ભાવે રહ્યા હોય તો હાથની પીડા જાણવી.

મંગળ શનિ અને રાહુ, હરકોઈ ભુવનમાં સાથે રહ્યા હોય તો માથાના રોગવાળો જાણવો.

સૂર્ય તથા મંગળ, બીજા સ્થાનમાં રહ્યા હોય તો મુખના રોગવાળો જાણવો.

સૂર્ય શુક્ર અને શનિ, પાંચમા ભાવમાં હોય તો પ્રમેહના રોગવાળો જાણવો.

સૂર્ય શનિ સાથે હોય તો કફ રોગી જાણવો.

સાતમા ભાવે પાપગ્રહો હોય તો, દાંતને ઘાત થશે એમ સમજવું.

સાતમા ભાવના સ્વામી થકી બીજા સ્થાનમાં રાહુ હોય તો મ્હોટા દાંતવાળો સમજવો.

લગ્નમાં ગુરૂ અને રાહુ સાથે હોય તો દાંતના રોગવાળો જાણવો.

છઠ્ઠા ભાવમાં રાહુ કે કેતુ હોય તો દાંત અગર હોઠના રોગવાળો સમજવો.

ચંદ્રમા અને રાહુ, આઠમે હોય તોપણ દાંત અગર હોઠના રોગ વાળો સમજવો.

અષ્ટમાધિપતિ ત્રિકસ્થાનમાં હોય તો નિત્યરોગી હોય.

લાભેશ છઠ્ઠે હોય તો તરેહ તરેહના રોગવાળો જાણવો.

છઠ્ઠા સાતમા અગર આઠમા ભાવે ઘણા પાપગ્રહો હોય તો મૂત્ર બંધનો રોગ ઉત્પન્ન થાય અગર ગુહ્યસ્થાને પીડા જાણવી.

બૃહસ્પતિ–ગુરૂ બારમા ભાવે રહ્યો હોય તો નિરંતર ગુપ્ત રોગવાળો થાય.

ધન ભાવમાં મીન રાશિ હોય અને તેમાં ચંદ્રમા હોય તો દાદર કે ખરજવાના રોગવાળો થાય.

ચંદ્ર શનિ સાથે હોય અને સૂર્ય લગ્નમાં હોય તો પણ દાદરના રોગવાળો જાણવો.

છઠ્ઠાનો સ્વામી ચંદ્રમા હોય અને તે શુભ ગ્રહની દૃષ્ટિ રહિત અને કેવળ પાપગ્રહની દૃષ્ટિવાળો હોય તો બરોળની વ્યાધિ થાય.

ચંદ્રમા સાતમાનો અથવા લગ્નનો માલીક થયો હોય અને તે શુભ ગ્રહની દૃષ્ટિ વિનાનો અને પાપગ્રહની દૃષ્ટિવાળો હોય તો પણ બરોળ થાય.

લગ્નેશ શનિ લગ્નમાં હોય તો પણ બરોલવાળો થાય.

મંગળ સહિત શુક્ર આઠમા સ્થાનમાં હોય તો વાયુના પ્રકોપથી વધરાવળ થાય.

શુક્ર સહિત મંગળ પોતાનાજ ઘરમાં રહ્યો હોય તો માંસ વૃદ્ધિથી વધરાવળ થાય.

શુક્ર તથા ચંદ્રમા મંગળના ઘરમાં હોય અને ગુરૂ શનિની તેમના પર દૃષ્ટિ હોય તો વિર્યવિકારથી અંડવૃદ્ધિ થાય.

શુક્ર શનિની રાશિમાં હોય તો શરીરમાં દુર્ગંધવાળો થાય.

છઠ્ઠા સ્થાનનો અધિપતિ મિથુન, કન્યા અથવા મકર રાશિમાં હોય તોપણ શરીરમાં દુર્ગંધવાળો થાય.

શુક્ર બુધ કેંદ્રસ્થાનમાં સાથે રહ્યા હોય તોપણ દુર્ગંધ દેહવાળો જાણવો.

મેષનો ચંદ્રમા લગ્નમાં હોય તો મુખમાં દુર્ગંધી ઉત્પન્ન થાય.

છઠ્ઠાનો સ્વામી; પાપગ્રહ સાથે લગ્ને અથવા આઠમે બેઠો હોય, અગર તો દશમા ભાવમાં શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય તો ગુમડાંની પીડા જાણવી.

ષષ્ઠેશ સૂર્ય સાથે લગ્ને હોય તો માથામાં ગુમડાંની પીડા જાણવી, ચંદ્ર સાથે બેઠો હોય તો મુખમાં, મંગળ સાથે હોય તો ગળામાં, બુધ સાથે હોય તો કાનમાં અગર ઇંદ્રીયે, ગુરૂ સાથે હોય તો નાકમાં, શુક્ર સાથે હોય તો ગુહ્ય સ્થાને, શનિ સાથે હોય તો હાથમાં, રાહુ સાથે હોય તો બે પડખામાં અને કેતુ સાથે હોય તો પગ તથા કેડમાં પીડા જાણવી.

લગ્નસ્થાન તથા છઠ્ઠા ભાવના સ્વામીઓ, સૂર્ય અને ચંદ્ર સાથે બેઠા હોય તો તાવની પીડા થાય; જો મંગળ સાથે બેઠા હોય તો ફોલ્લાની પીડા થવાથી મગજને પીડા કરે અગર જળથી પીડા થાય; જો બુધ સાથે રહ્યા તો વિકળતા થાય; જો ગુરૂ સાથે રહ્યા હોય તો કંઇપણ વિકળતા હોય નહિ; જો શુક્ર સાથે હોય તો સ્ત્રીથી મનમાં પરિતાપ થાય; જો શનિ સાથે બેઠા હોય તો નઠારા વાયુ રોગની; અને રાહુ અગર કેતુ સાથે રહ્યા હોય તો સર્પાદિકથી, ચોરથી, અગ્નિથી અથવા તો વાયુથી પીડા ઉત્પન્ન થાય.

છઠ્ઠા સ્થાનનો અધિપતિ લગ્નના સ્વામી અને શનિ સહિત કેંદ્ર કે ત્રિકોણમાં હોય તો બંદીખાનામાં પડે.

છઠ્ઠાનો સ્વામી લગ્નેશ અને રાહુ (કેતુ) સાથે કેંદ્ર કે ત્રિકોણમાં હોય તો બેડી સાથે કેદખાનામાં પડે.

છઠ્ઠાનો માલીક હરકોઈ ભાવમાં મંગળ સાથે રહ્યા હોય તો અગ્નિથી ભય જાણવો.

છઠ્ઠાનો અને લગ્નસ્થાનનો અધિપતિ, ગુરૂ સાથે હોય તો હાથીથી ભય જાણવો.

લગ્ન અને છઠ્ઠાના સ્વામીઓ, ચંદ્રમા યુક્ત હોય તો ઘોડાથી ભય જાણવો.

આઠમે ચંદ્રમા હોય તો પાણીથી ભય જાણવો.

બારમા ભાવે ઘણા પાપગ્રહો હોય તો ચિત્તભ્રમ થાય.

છઠ્ઠાનો સ્વામી છઠ્ઠેજ રહ્યો હોય તો ન્યાતના લોકોથી અગર કુટુંબીઓથી વૈરભાવ થાય.

પાપગ્રહો બીજે, નવમે, પાંચમે અને બારમે પડેલા હોય તો મનુષ્ય બંધન ભોગવનારો થાય.

મેષ, વૃષભ અથવા ધન લગ્નમાં ક્રૂર ગ્રહ હોય તો મનુષ્ય દોરડીથી બંધન થાય.

---

## માતા, પિતા, કાકા અને માશીનાં સુખ–દુઃખ બાબત.

જેનો જન્મ દિવસે થયો હોય તેનો સૂર્ય પિતા, શુક્ર માતા, શનિ કાકો અને ચંદ્ર માશી ગ્રહ જાણવા.

જેનો જન્મ રાત્રિએ થયો હોય તેનો શનિ બાપ, ચંદ્ર માતા, સૂર્ય કાકો અને શુક્ર માશી ગ્રહ જાણવા.

સમજુતી–દીવસે જન્મેલ મનુષ્યની કુંડળીમાં સૂર્ય એકી રાશિમાં બેઠો હોય તો બાપને સુખ મળે અને બેકી રાશિમાં બેઠો હોય તો બાપને દુઃખ પડે. શુક્ર એકી રાશિનો હોય તો માતાને દુઃખ અને બેકી રાશિનો હોય તો સુખ મળે. શનિ એકી રાશિનો હોય તો કાકાને સુખ અને બેકી રાશિનો હોય તો દુઃખ પડે, ચંદ્ર એકી રાશિનો હોય તો માશીને દુઃખ અને બેકી રાશિનો હોય તો સુખ મળે.

રાત્રિએ જન્મેલ મનુષ્યની કુંડળીમાં જો શનિ એકી રાશિનો હોય તો બાપને સુખ અને બેકી રાશિમાં હોય તો બાપને દુઃખ પડે. ચંદ્ર બેકી રાશિનો હોય તો માતાને સુખ અને એકી રાશિનો હોય તો દુઃખ પડે. સૂર્ય એકી રાશિનો હોય તો કાકાને સુખ અને બેકી રાશિનો હોય તો કાકાને દુઃખ પડે. શુક્ર બેકી રાશિનો હોય તો માશીને સુખ અને એકી રાશિનો હોય તો માશીને દુઃખ પડે એમ જાણવું.

---

## ભાઇ—બ્હેનનાં સુખ—દુઃખ વિષે વિચાર.

જન્મકુંડળીમાં ત્રીજા ભુવનનો સ્વામી અને મંગળ છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે રહ્યા હોય અને તેઓ પાપ ગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળા હોય તો ભાંડુ ( ભાઇ બ્હેન ) સુખ બિલકુલ હોયજ નહિ.

તૃતિયાધિપતિ અને મંગળ ૬—૮—૧૨ ભાવ સિવાય બીજા હરકોઈ ભાવે રહ્યા હોય તો ભાંડુ ઉત્પન્ન થાય, પણ પાછળથી નાશ થાય.

ત્રીજા સ્થાનમાં જેટલા પાપ ગ્રહો રહ્યા હોય અથવા જેટલા પાપ ગ્રહોની દ્રષ્ટિ હોય અથવા તો ત્રીજા ભાવનો સ્વામી જેટલા પાપ ગ્રહના સમાગમવાળો હોય તેટલા ભાંડુઓનો નાશ થાય.

ત્રીજાનો માલીક પાપગ્રહો સહિત કેંદ્રસ્થાનમાં હોય તો ભાંડુ સુખ કદી મળે નહિ.

તૃતીયેશ પોતાનાજ ઘરને વિષે રહેલો હોય અને વળી શુભ ગ્રહની દ્રષ્ટિવાળો હોય તો ભાંડુઓનું સુખ સારૂં હોય.

તૃતીયેશ શુભ ગ્રહ સાથે કેંદ્રસ્થાનમાં હોય તો ઘણાં ભાંડુઓનું સુખ હોય.

જન્મકુંડળીમાં શનિ મંગળ સામસામા હોય તો ન્હાના ભાઈની હાનિ થાય.

નવમા સ્થાનમાં સિંહ રાશિનો સૂર્ય હોય તો ભાંડુ વિનાનો અગર ભાઇ વિનાનો હોય.

ધન રાશિમાં પાપગ્રહો હોય અને ત્રીજે રાહુ હોય તો ભાઈ સુખ ન હોય.

મંગળથી ત્રીજે પાપગ્રહ હોય તો ભાઇઓનું સુખ ન હોય.

લગ્ન અને ત્રીજા સ્થાનનો સ્વામી મિત્ર રાશિના હોય, યા પરસ્પર મિત્ર હોય તો ભાઇઓનો સ્નેહ સારો હોય.

લગ્ન અને ત્રીજાનો અધિપતિ પરસ્પર શત્રુ હોય તો ભાંડુઓમાં વિરોધ હોય.

---

## મિત્રોથી લાભ તથા હાનિ થવા બાબત.

ચોથા સ્થાનનો સ્વામી અને બુધ લાભ સ્થાનમાં રહ્યા હોય તો મિત્રોથી લાભ થાય.

તૃતીયેશ અથવા ચતુર્થેશ બુધ સહિત દશમા ભાવે રહ્યા હોય તો મિત્રદ્વારા કર્મનો ઉદય થાય.

કર્મેશ એટલે દશમેશ તૃતીય અગર ચતુર્થ સ્થાનમાં હોય તો પણ મિત્રથી લાભ મળે.

તૃતીયેશ અથવા ચતુર્થેશ એકલો અથવા બુધ સહિત ત્રિકસ્થાનમાં હોય તો મિત્રોથી હાનિ થાય.

ચંદ્ર, શનિ સાથે બેઠો હોય અથવા શનિની દૃષ્ટિમાં હોય તો મિત્રોથી નુકસાન થાય.

સાતમા ભાવે પાપગ્રહ અથવા મંગળ હોય તોપણ મિત્રોથી નુકસાન થાય.

સૂર્ય સાતમે અને મંગળ લગ્ને હોય તો કોઈ સત્તાવાન માણસથી સંકટની ધાસ્તી રખાવે.

---

## પ્રજા અથવા સંતાન સુખ બાબત.

જન્મકુંડળીમાં જો પાંચમા સ્થાનનો અધિપતિ, ત્રિકસ્થાનમાં એટલે ૬-૮-૧૨ સ્થાનમાં પડેલો હોય તો સંતાન સુખ માટે ચિંતા બતાવે છે.

ગુરૂ જે સ્થાનમાં રહેલો હોય તે સ્થાનથી પાંચમા સ્થાનનો માલીક ત્રિકસ્થાનમાં રહ્યા હોય, તેમજ પાંચમા, નવમા અને લગ્નના માલીકો છઠ્ઠા, આઠમા અથવા બારમા ભુવનમાં પડયા હોય તો સંતાન ઉત્પત્તિ થાય નહિ.

ગુરૂથી પાંચમા ભાવમાં સૂર્ય હોય અને ગુરૂ પણ પાંચમાજ સ્થાનમાં રહેલો હોય તો સંતાન થાય નહિ.

જન્મકુંડળીમાં ગુરૂ અથવા પાપગ્રહ ચોથા સ્થાન વિષે રહ્યો

હોય તથા ચંદ્રમા પાંચમા અગર આઠમા ભાવમાં હોય તો ત્રીશ વર્ષ સુધી સંતાન ઉત્પત્તિ થવાનો સંભવ નહિ.

વળી પાંચમા ભુવનને વિષે પાપગ્રહો રહેલા હોય અને તેમના ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય નહિ તો ઘણા વિલંબે કરીને પ્રજા થાય, અથવા સંતાન સુખ માટે ચિંતા બતાવે છે.

જો પાંચમા ભુવનને વિષે વૃષભ, કન્યા અથવા મકર, અગર કર્ક વૃશ્ચિક કે મીન રાશિ હોય એટલે કે સુંદર નારિ રાશિ હોય તો કન્યાની ઉત્પત્તિ વધારે થાય અને નર રાશિ એટલે બાકીની રાશિઓ હોય તો પુત્ર ઉત્પત્તિ વધારે થાય.

જો પાંચમા ભુવનનો માલીક નર ગ્રહ હોય તો પુત્ર સંતાન વધારે થાય અને જો નારી ગ્રહ હોય તો કન્યા સંતાન વધારે થાય.

જો પાંચમા ભુવનને વિષે નર રાશિ હોય અને તેનો માલીક પણ નર ગ્રહ હોય તો ખાસ કરીને પુત્ર સંતાનોજ ઉત્પન્ન થાય અને જો નારિ રાશિ હોય, તેમજ તેનો માલીક પણ નારિ ગ્રહ હોય તો કન્યા સંતાનોજ ઉત્પન્ન થાય.

જો પાંચમા ભુવનને વિષે નારિ રાશિ હોય અને માલીક નર ગ્રહ હોય અથવા પાંચમા ભાવે નર રાશિ હોય અને માલીક સ્ત્રીગ્રહ હોય તો કંઇક કન્યા અને કંઇક પુત્ર સંતાન થાય, પરંતુ જો પાંચમા ભાવનો માલીક ઉંચ યા બળવાન હોય તો તેની સત્તા વધારે હોય છે, એટલે જો માલીક નરગ્રહ હોય તો પુત્રો અને નારિ ગ્રહ હોય તો કન્યાઓ વિશેષ થાય છે.

પાંચમા ભાવે જે રાશિનો આંક હોય અથવા પાંચમા સ્થાનનો માલીક જે રાશિના આંકમાં રહ્યો હોય તો મ્હોટા ભાગે તે આંકની સંખ્યા જેટલાં સંતાનોની ઉત્પત્તિ થાય છે. દાખલા તરીકે ધારો કે પાંચમા ભાવે કર્ક રાશિ છે એટલે ચારનો આંક છે અને પાંચમા ભાવનો માલીક વૃશ્ચિક રાશિમાં એટલા આઠના આંકમાં રહ્યો છે તો ચાર અગર આઠ સંતાનો થશે એમ જાણવું. પરંતુ પાંચમા ભાવે જેટલા પાપગ્રહો હોય, અથવા જેટલા પાપગ્રહોની દૃષ્ટિ હોય, અગર તો પાંચમા ભાવના માલીકની સાથે જેટલા પાપગ્રહો રહ્યા હોય તે-

ટલા સંતાનો તે આંકની સંખ્યામાંથી ઓછાં થાય છે, અગર તો તેઓ સ્થિર થાય છે.

પાંચમા સ્થાનમાં કર્કનો ચંદ્રમા હોય તો કંન્યા સંતાન વધારે થાય.

જન્મકુંડળીમાં પાંચમા સ્થાનમાં જો કુંભનો શનિ હોય તો પાંચ પુત્રો થાય, અને જો મકરનો શનિ હોય તો ત્રણ કન્યાઓ થાય.

જો પાંચમા ભાવને વિષે ઉચ્ચનો મંગળ હોય તો ત્રણ પુત્રો થાય.

જો પાંચમા ભાવને વિષે મેષ, વૃષભ અથવા કર્ક રાશિમાં રાહુ અગર કેતુ હોય તો પ્રજા થવાને વિલંબ લાગે નહિ.

લગ્નનો સ્વામી લગ્નમાં, બીજે કે ત્રીજે ભાવે હોય તો પહેલો પુત્ર થશે એમ જાણવું.

અગીયારમા ભાવે રાહુ હોય તો છેલ્લી અવસ્થામાં પુત્ર સુખ મળે.

મંગળ શનિ ચોથા સ્થાનમાં હોય તો દત્ત પુત્ર વાળો જાણવો.

---

## પિતા પુત્ર વિચાર.

જન્મકુંડળીમાં આઠમા ભાવનો સ્વામી સ્વગ્રહી થઇ રહ્યો હોય, અથવા તો આઠમા ભાવનો સ્વામી લગ્નમાં રહ્યો હોય તો પોતાના પુત્રો પોતાનાં અધુરાં રહેલાં કાર્યો પરિપૂર્ણ કરશે એમ જાણવું.

જો દશમા સ્થાનનો અધિપતિ દશમેજ સ્વગ્રહી થઈ રહ્યો હોય તો પોતાનો પુત્ર પોતાનાજ ગુણોવાળો થશે.

પિતા પુત્રની જન્મ રાશિ અથવા જન્મ નક્ષત્ર જો એકજં હોય તો પોતાનો પુત્ર પોતાના ધનનો ભોક્તા ( ભોગવવાવાળો ) જાણવો.

ધનનો સૂર્ય, મેષનો ચંદ્રમા, મકરનો શુક્ર અને કુંભનો શનિ હોય તો બાપનું ધન મળે નહિ.

બાપનાં નામની રાશિ થકી પુત્રના નામની રાશિ છઠ્ઠી કે આઠમી હોય તો બંને વચ્ચે વિરોધ થાય, બીજી રાશિ હોય તો સારો બનાવ રહે.

---

## વંશનો નાશ થવા બાબત.

જન્મકુંડળીમાં પાપગ્રહો પાંચમા, આઠમા અને બારમા ભાવમાં બેઠા હોય તો વંશનો નાશ જાણવો.

૧-૫-૮-૧૨ ભાવમાં પાપગ્રહો હોય તો પણ વંશનો નાશ જાણવો.

૧-૮-૧૨ સ્થાનમાં સર્વ પાપગ્રહો રહ્યા હોય તો નિર્વંશ જાણવો.

પાંચમે ચંદ્ર હોય અને સર્વ પાપગ્રહો ૧-૮-૧૨ ભાવમાં હોય તો વંશનો નાશ જાણવો.

લગ્ને ગુરૂ સહિત ચંદ્ર બેઠો હોય, સાતમે મંગળ અથવા શનિ હોય અને બીજા સર્વ પાપગ્રહો ચોથે બેઠા હોય તો પણ વંશનો નાશ જાણવો.

સાતમા સ્થાનમાં શુક્ર સહિત બુધ બેઠો હોય, પાપગ્રહ ચોથે હોય, ગુરૂ પાંચમે હોય અને ચંદ્રથી આઠમા ભાવે કોઇપણ પાપગ્રહ રહ્યો હોય તો પણ વંશનું નખ્ખોદ સમજવું.

પાપગ્રહો લગ્ને બેઠા હોય, ચોથે ચંદ્ર હોય, લગ્નનો સ્વામી પાંચમે હોય અને પાંચમાનો સ્વામી નિર્બળ હોય તો વંશનો નાશ સમજવો.

---

## વિદ્યા બુદ્ધિની પ્રાપ્તિ તથા અપ્રાપ્તિ બાબત.

જન્મકુંડળીમાં પાંચમા સ્થાનનો અધિપતિ કેંદ્ર ભુવનમાં અથવા પાંચમા અગર નવમા સ્થાનમાં હોય તો તે માણસ ઘણી સારી વિદ્યા સંપાદન કરે એટલે વિદ્વાન્ થાય.

પંચમેશ પોતે એકલો અથવા બુધ અને ગુરૂ સહિત છઠ્ઠા, આઠમા અગર બારમા ભાવમાં રહેલો હોય તો તે માણસને વિદ્યા પ્રાપ્ત થાય નહિ.

લગ્નમાં ચંદ્ર મંગળ રહ્યા હોય અને તેમને બુધ સંપુર્ણ દૃષ્ટિથી જોતો હોય તો મનુષ્ય બુદ્ધિ વગરનો થાય.

ચંદ્રમા અને લગ્નના સ્વામીને મંગળ સંપૂર્ણ દ્રષ્ટિથી જોતો હોય તો પણ મનુષ્ય બુદ્ધિ વિનાનો થાય.

---

## વિવિધ દેવોની ઉપાસના કરવા વિષે.

પાંચમા ભાવે શનિ હશે તો મંત્ર જંત્રની ઉપાસના કરવાવાળો થશે.

પાંચમે શુક્ર હશે તો ચંડીની ઉપાસના કરવાવાળો થશે.

પંચમ સ્થાનમાં ગુરૂ હશે તો સરસ્વતિ દેવી યાં વિષ્ણુની ઉપાસના કરશે.

પાંચમા ભાવમાં બુધ હશે તો સ્કંદ અથવા ભૈરવની સેવના કરશે.

પંચમ ભુવનમાં ચંદ્ર હશે તો યજ્ઞદેવની સેવના કરવાવાળો જાણવો.

પંચમ સ્થાનમાં રાહુ અથવા કેતુ હોય તો મેલા દેવ ( મૂઠ ચોટ મારવામાં યા વશિકરણ કરવામાં સમર્થ હોય તેઓની ) ની ઉપાસના કરવાવાળો થશે.

---

## વિવાહ-લગ્ન તથા સ્ત્રી સંબંધી વિચાર.

જન્મકુંડળીમાં બીજા+ અને સાતમા ભાવના સ્વામીઓની સાથે જેટલા ગ્રહ રહ્યા હોય તેટલીવાર વિવાહ અથવા લગ્ન થાય, અથવા તેટલી સ્ત્રીઓની ગણતરી થાય.

સાતમા સ્થાનમાં જેટલા ગ્રહો રહ્યા હોય અને સાતમાનો માલીક તેઓને સંપૂર્ણ દ્રષ્ટિથી જોતા હોય તો સાતમા સ્થાનમાં રહેલા ગ્રહોની સંખ્યા પ્રમાણે સ્ત્રીઓની સંખ્યા સમજવી, એટલે તેટલીવાર વિવાહ અથવા લગ્ન થાય, અથવા તો તેટલી સ્ત્રીઓ સાથે વૈભવ ભોગવે.

વળી સાતમા ભાવનો અધિપતિ જે રાશિમાં રહ્યો હોય તે રાશિનો જે આંક હોય તેટલી સ્ત્રીઓ પણ થાય

સાતમા ભાવનો સ્વામી નેષ્ટસ્થાન એટલે ૬-૮-૧૨ સ્થાનમાં રહ્યો હોય તો સ્ત્રી સુખ માટે ચિંતા રખાવે છે.

શુક્ર અથવા ચંદ્ર જેની જન્મકુંડળીમાં નીચનો હોય તેની સ્ત્રી જળમાં પડી મૃત્યુ પામે.

પાંચમા ભુવનનો સ્વામી સાતમે રહ્યો હોય, અને સાતમા સ્થાનનો સ્વામી પાપગ્રહ સાથે રહ્યો હોય તેમજ શુક્ર નીચનો હોય તો તેની સ્ત્રી ગર્ભથી મૃત્યુ પામે.

સાતમા ભાવનો સ્વામી બુધ થયો હોય અને તે બુધ નીચનો

---

+ સાતમા સ્થાનથી ગણતાં સાતમુ સ્થાન તે બીજું સ્થાન આવે છે, માટે બીજા સાતમાનો સંબંધ ગણાય છે.

અથવા અસ્તનો કે પોતાના શત્રુ ગ્રહની રાશિમાં આઠમા ભાવે બેઠો હોય અને તે પાપગ્રહની કર્તરીવાળો અથવા પાપગ્રહની તેનાપર દ્રષ્ટિ હોય તો તેની સ્ત્રી, પતિનો તેમજ પોતાના કુળનો નાશ કરનારી જાણવી.

સાતમા ભાવનો સ્વામી શુક્ર સહિત છઠ્ઠે હોય તો પોતાની સ્ત્રી સ્ત્રીરૂપમાં ન હોય.

સાતમા તેમજ બીજા સ્થાનના માલીકો પોતપોતાના ઘરમાં રહ્યા હોય એટલે પોતાનીજ રાશિઓમાં હોય, અને ચંદ્ર, બુધ તથા શુક્ર કેંદ્ર અથવા ત્રિકોણ સ્થાનમાં રહ્યા હોય તો ફક્ત એકજવાર લગ્ન થાય.

વળી બીજા તથા સાતમા ભાવના માલીકો પોતાનાજ ઘર વિષે રહ્યા હોય તો પણ એકજ વાર લગ્ન થાય.

લગ્નનો સ્વામી જે સ્થાનમાં રહ્યો હોય તે સ્થાનથી સાતમા ભુવનનો સ્વામી નજીકમાં બેઠો હોય તો ઘણો જલ્દીથી વિવાહ થાય.

શુક્ર અને ચંદ્ર ઉંચના, સ્વગ્રહી યા બળવાન હોય, વળી શનિની દ્રષ્ટી રહિત હોય તોપણ ઘણો જલ્દીથી વિવાહ થાય.

૧—૫ અગર ૭ મા સ્થાનમાં કર્ક, વૃશ્ચિક કે મીન રાશિ હોય તોપણ જલ્દીથી વિવાહ થાય.

શુક્ર ચંદ્ર નિર્બળ હોય અને શનિ બળવાન હોઇને મિથુન, સિંહ અથવા કન્યા રાશિમાં પહેલા અગર પાંચમા સ્થાનમાં રહ્યા હોય તો લગ્ન થાયજ નહિ.

સાતમા ભાવનો સ્વામી પાપગ્રહ સાથે ત્રિકોણ સ્થાનમાં બેઠો હોય અને બીજા ભાવનો સ્વામી દશમે બેઠો હોય તો લગ્ન ઘણું મોડું થાય.

શુક્ર તથા ચંદ્ર શનિથી ઘેરાયેલ હોય તોપણ ઘણું મોડું લગ્ન થાય.

જો સાતમાનો માલીક મિથુન, ધન અથવા મીન રાશિમાં હોય અને સાતમા ભુવનમાં રહેલો ગ્રહ તેને જોતો હોય તો એક કરતાં વધારે વાર લગ્ન થાય.

વળી જો સાતમું સ્થાન મિથુન, ધન અથવા મીન રાશિમાં હોય અને સાતમા ભાવનો સ્વામી કર્ક, વૃશ્ચિક અથવા મીન રાશિમાં હોય

અગર એ રાશિમાં રહેલ ગ્રહથી જોવાયલો હોય તો એક કરતાં વધારે વાર લગ્ન થાય.

સાતમા ભાવનો માલીક એક અથવા વધારે પાપગ્રહોની સાથે રહેલો હોય યા તેમનાથી જોવાયલો હોય તોપણ એક કરતાં વધુ વાર લગ્ન થાય,

બીજા કીંવા સાતમા સ્થાનનો માલીક પાપગ્રહ સાથે યુક્ત હોય અથવા પાપગ્રહની દૃષ્ટિવાળો. શુક્રની સાથે ૬–૮–૧૨મા સ્થાને રહ્યો હોય તો સ્રીયોનો નાશ જાણવો.

ધનેશ અને સપ્તમેશ એટલે બીજા અને સાતમા ભાવના સ્વામીઓ, જેટલા પાપગ્રહો સહિત નવમા અથવા પાંચમા ભાવમાં રહ્યા હોય તેટલી સ્રીયોનો નાશ થાય.

સાતમે મંગળ તથા શનિ હોય અને શુક્ર ચંદ્ર ગમે તે સ્થળે એકઠા હોય તો સ્રી પુત્રથી દુઃખી જાણવો.

બુધ અને શુક્ર સાતમા ભાવમાં હોય તો સ્રી વિનાનો જાણવો.

બુધ તથા મંગળ સાતમે સાથે હોય તો પણ સ્રી વિનાનો જાણવો.

શનિ અને રાહુ લગ્નમાં હોય તો અપવાદથી સ્રીનો ત્યાગ થાય.

લગ્નેશ લગ્નમાં હોય તો બે બૈરીવાળો અથવા વ્યભિચારી જાણવો.

સાતમા ભાવનો સ્વામી, શુભ ગ્રહ સાથે રહ્યો હોય, સાતમા ભાવ ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ પડતી હોય, તેમજ સાતમા ભાવમાં શુભગ્રહ રહેલ હોય તો જરૂર સારી સ્રી મળે.

સાતમા ભાવનો માલીક પાપગ્રહ સાથે બેઠો હોય, સાતમા ભાવમાં પાપગ્રહ રહેલ હોય અને સાતમું સ્થાન પણ પાપગ્રહોની દૃષ્ટિવાળું હોય તો નિશ્ચય નઠારા ગુણોવાળી સ્રી મળે.

સાતમા ભાવનો સ્વામી જે રાશિમાં હોય, તે રાશિના નામવાળી ઘણું કરીને સ્રી મળે.

જો સ્રીનું નામ વરખ, સિંહ, કન્યા અથવા વૃશ્ચિક રાશિમાં હોય તો ન્હાની ઉમરમાં સંતાનો થાય. (આ બાબત સામાન્ય છે.)

લગ્ન અને સાતમાનો અધિપતિ પરસ્પર મિત્ર હોય તો તે પુરૂષની સ્રી સાથે તેના કુટુંબનાં માણસો અને પતિ મિત્રભાવથી વર્તે.

લગ્ન અને સાતમાનો અધિપતિ પરસ્પર શત્રુ હોય તો શત્રુભાવથી, અને સમ એટલે બરોબરીયા હોય તો સમભાવથી વર્તે.

સાતમા ભાવે રાહુ અથવા કેતુ હોય તો તે પુરૂષની સ્ત્રી વ્યભિચારી જાણવી. જો તેમ ન હોય તો પોતેજ વ્યભિચારી યા દુરાચારી હોય.

સાતમા ભાવે રવિ હોય તો પુરૂષ પોતે વંધ્યા સ્ત્રી સાથે વ્યભિચાર કરનારો જાણવો; ચંદ્ર હોય તો દાસી સમાન સ્ત્રી સાથે, મંગળ હોય તો રજસ્વલા યા વંધ્યા સ્ત્રી સાથે, બુધ હોય તો વેશ્યા, નિર્ધન અથવા તો વણીકની સ્ત્રી સાથે, ગુરૂ હોય તો બ્રાહ્મણની સ્ત્રી સાથે, શુક્ર હોય તો ગર્ભવંતી સ્ત્રી સાથે, અને શનિ હોય તો નીચ અથવા યુવાન સ્ત્રી સાથે વ્યભિચાર કરે.

સાતમા ભાવે મંગળ હોય તો ન્હાના સ્તનવાળી, શનિ યા રાહુ હોય તો લાંબા સ્તનવાળી, સૂર્ય હોય તો ઉંચા કઠીન સ્તનવાળી અને ચંદ્ર, બુધ, ગુરૂ કે શુક્ર હોય તો જાડા અને ઉત્તમ સ્તનવાળી સ્ત્રી મળે.

સાતમા સ્થાનનો અધિપતિ જો શનિ થયો હોય તો દ્રઢ નિશ્ચયી, ઉદ્યોગી, અદેખી, કપટી, પ્રપંચી અને શરદી વ્યક્ત ( કંઇક વાયુ વિકારવાળી ) એવા ગુણોવાળી સ્ત્રી મળે.

સાતમા ભાવનો માલીક જો રવિ હોય તો સારા ઘરની, ઉંચા દરજાવાળી પણ દાંભિક, ખાલી આડંબરવાળી અને મિથ્યાભિમાની મળે.

સાતમા ભુવનનો માલીક જો ચંદ્ર હોય તો નરમ, બીકણ, દયાવાન, અને ગરીબ સ્વભાવની સ્ત્રી મળે, પરંતુ સામાન્ય રીતે તેણી દ્વેષીલી અથવા અદેખી હોય.

સાતમાનો માલીક જો મંગળ હોય તો ઉદ્યોગી અને વ્યવહારીક જ્ઞાનવાળી, પણ ગરમ સ્વભાવની અને અતિશય સ્વતંત્રતાવાળી હોય.

સાતમાનો સ્વામી જો બુધ હોય તો ચાલાક, બાહોશ, ઉદ્યોગી, અને દરેક કામમાં માથું મારનારી યા આડે આવનારી હોય.

સપ્તમેશ જો ગુરૂ હોય તો સારા સ્વભાવની, ઉદાર, પ્રમાણિક, પણ પુષ્કળ ખર્ચાળ હાથની સ્ત્રી મળે.

સપ્તમેશ જો શુક્ર હોય તો શાંત, અનુકુળ, સભ્ય અને ચોખ્ખા દીલની, છતાં બેદરકારી, ગફલતી યા ભુલકણી અને અવ્યવસ્થિત સ્ત્રી મળે.

## ગર્ભપાત તથા ગર્ભ નહિ રહેવા બાબત.

લગ્ન સ્થાનમાં સૂર્ય હોય અને શનિ સાતમા ભાવે હોય તો ગર્ભ રહે નહિ.

સૂર્ય તથા શનિ સપ્તમ સ્થાનમાં હોય અને બૃહસ્પતિ (ગુરૂ) ની દ્રષ્ટિ વિનાનો ચંદ્રમા દશમા ભાવે હોય તોપણ ગર્ભ રહે નહિ. ચોથા અગર છઠ્ઠા સ્થાનમાં શનિ તથા મંગળ હોય તોપણ ગર્ભ રહે નહિ.

ઉપર જણાવ્યા મુજબના યોગો છતાં જો કદાચ ગર્ભ રહ્યો હોય તો ગર્ભનો નાશ થાય છે.

## સંતાન રોધનો ભંગ કરવા માટેના ઉપાયો.

સૂર્ય, મંગળ, શનિ, રાહુ અથવા કેતુ સંતાનનો રોધ કરતા થયા હોય તો કુળ દેવતાની પૂજા કરાવવી.

ચંદ્ર, બુધ અથવા શુક્ર નડતા હોય તો રૂદ્રાભિષેક કરાવવો.

ગુરૂ સંતાન યોગમાં આડે આવતો હોય તો મંત્ર યંત્ર તથા દવા દારૂ કરવાં.

વળી જો બુધ ગુરૂ અને ભાગ્ય ભુવનનો સ્વામી સંતાન ઉત્પત્તિ માટે ના પાડતા હોય તો ચંડીનું અનુષ્ઠાન કરવાથી કાર્યની સિદ્ધિ થાય છે.

## વિષકન્યા યોગ ઉત્પન્ન થવા બાબત.

અશ્લેષા, કૃતિકા અને શતતારકા નક્ષત્રમાં રવિ, શનિ અને મંગળવારે, બીજ, સાતમ અને બારસે જે કન્યા જન્મે તે વિષ કન્યા[1] જાણવી.

---

૧ વિષકન્યાને વંધ્યાપણાનો તેમજ વિધવાપણાનો દોષ હોય છે.

અશ્લેષા નક્ષત્ર, રવિવાર અને બીજને દિવસે જે કન્યા જન્મે તે પણ વિષકન્યા જાણવી.

કૃતિકા નક્ષત્ર, શનિવાર અને સાતમને દિને જે કન્યા જન્મે તે પણ વિષકન્યા જાણવી.

શતતારકા નક્ષત્ર, મંગળવાર અને બારસને દિવસે જે કન્યાનો જન્મ થાય તે પણ વિષકન્યા કહેવાય.

રવિવાર, વિશાખા નક્ષત્ર અને બારસની તિથિએ જે કન્યાનો જન્મ થાય તે પણ વિષકન્યા જાણવી.

મંગળવાર, શતતારકા નક્ષત્ર અને સાતમને દિને જે કન્યા જન્મ પામે તે પણ વિષકન્યા કહેવાય.

શનિવાર, અશ્લેષા નક્ષત્ર અને બીજને દિવસે જે કન્યાનો જન્મ હોય તે પણ વિષકન્યા સમજવી.

જન્મકુંડળીમાં બે શુભ ગ્રહો લગ્ને હોય, દશમા સ્થાનમાં એક પાપગ્રહ રહ્યો હોય અને બે પાપગ્રહો છઠ્ઠા ભાવે હોય તો પણ વિષકન્યા જાણવી.

જન્મકાળે મંગળ નવમા ભાવે હોય, શનિ લગ્નમાં હોય અને પાંચમા સ્થાને સૂર્ય હોય તો પણ વિષકન્યા સમજવી.

---

## વિષકન્યા ભંગ યોગ બાબત.

જન્મકુંડળીમાં લગ્નસ્થાનથી અથવા ચંદ્રમાથી સાતમાનો સ્વામી અથવા શુભ ગ્રહ સાતમાજ સ્થાનમાં હોય તો વિષકન્યા યોગનો ભંગ થાય છે.

---

## ધન સંપત્તિ પ્રાપ્ત થવા વિષે.

ધનભુવનનો માલીક બુધ હોય અને તે ગુરૂ સાથે કેંદ્રમાં હોય તો સોનાનાં પાત્રવાળી સમૃદ્ધિ હોય.

બીજા ભાવનો સ્વામી શુભગ્રહ હોય અને તે ચંદ્ર સાથે કેંદ્રમાં હોય તો રૂપાનાં પાત્ર હોય એવી સમૃદ્ધિ જાણવી.

ધનનો માલીક બળવાન થઈ કેંદ્રસ્થાનમાં રહ્યો હોય તો તે મનુષ્ય ચિત્ર વિચિત્ર જાતના પાત્રોમાં જમનારો થાય.

ધનભાવનો સ્વામી ગુરૂ સહિત પોતાની રાશિમાં હોય તો સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે.

ચોથા તેમજ નવમાના માલીકો લગ્નમાં રહી પોતપોતાના સ્થાનને જોતા હોય તો તે માણસને સર્વ પ્રકારની ધન ધાન્યાદિ સંપત્તિ પ્રાપ્ત થાય છે.

દશમા ભાવનો સ્વામી દશમેજ રહેલ હોય, તેને શુભ ગ્રહ દેખતા હોય અથવા ત્યાં શુભ ગ્રહ બેઠા હોય તો ઘણા નોકરવાળો જાણવો.

છઠ્ઠા ભાવનો સ્વામી દશમે બેઠો હોય અને દશમાનો સ્વામી, શનિ સહિત કેંદ્ર અથવા ત્રિકોણમાં હોય તો ઘણા દાસ દાસીઓ વાળો જાણવો.

રવિ અથવા ચંદ્ર, ગુરૂ સાથે હોય તો ધન સંબંધી સુખ ઘણુંજ સારૂં જાણવું.

ગુરૂ મેષ, કર્ક, તુલા અથવા મકર રાશિમાં હોય તો પણ ધન સુખ સારૂં જાણવું.

ચંદ્ર, ગુરૂ અથવા શુક્ર જો ચોથા સ્થાનમાં હોય અને કોઈ પણ પાપગ્રહની દૃષ્ટિ તેના ઉપર ન હોય તો ધન દોલતથી સુખી જાણવો, પણ મુખ્યત્વે કરીને જીંદગીના પાછલા ભાગમાં સુખી થાય છે.

સાતમા સ્થાનથી બારમા સ્થાન સુધી નવે ગ્રહો રહ્યા હોય તો ધન સુખ અને આબાદીની ફત્તેહ બતાવે છે.

ચોથા સ્થાનમાં શનિ જો તુલા અથવા મકરનો હોય અને તે ગુરૂથી ત્રિકોણમાં હોય તો દ્રવ્ય, જમીન વિગેરેની પ્રાપ્તિ થાય છે.

---

## ઘર અથવા મકાન સુખ પ્રાપ્ત થવા બાબત.

જન્મકુંડળીમાં બીજા, ચોથા અને બારમા ભાવના સ્વામીઓ પૈકી જેટલા કેંદ્ર ભુવનમાં રહ્યા હોય તેટલાં ઘર અથવા મકાનો પ્રાપ્ત થાય.

દશમેશ, ચતુર્થેશ અને શનિ કેંદ્રમાં હોય તો ચિત્ર વિચિત્ર કિલ્લાવાળું ઘર મળે.

ત્રીજે શુભ ગ્રહ હોય અને ચતુર્થેશ ઉચનો હોય તો કિલ્લાબંધ મકાન મળે.

ચતુર્થેશ અને લગ્નેશ જો લગ્નમાંજ હોય તો મકાનનો લાભ થાય.

લગ્નપતિ ચોથા ભાવે રહ્યો તોપણ ઘરનું સુખ મળે.

ચતુર્થેશ બળવાન થઈ કેંદ્રમાં હોય અને શુભ ગ્રહની તેનાપર દૃષ્ટિ હોય તો સુંદર મકાનનો લાભ થાય.

ચોથા ભાવે ચર રાશિ હોય, તે રાશિનો સ્વામી પણ ચર રાશિમાં બેઠો હોય તેમજ કારક ગ્રહ પણ તે પ્રમાણે હોય તો તેની ઘણે ઠેકાણે ઈમારતો હોય. આ મુજબ જો સ્થિર રાશિમાં હોય તો જીંદગી સુધી તેની ઇમારતોનો નાશ ન થાય, એટલે તેની પાસેથી જાય નહિ.

ચોથા અને દશમા સ્થાનનો કારક યોગ થયો હોય એટલે ચોથા અને દશમા સ્થાનના માલીકો એક બીજાના ઘરમાં રહેલા હોય, તેમજ મંગળ હરકોઈ સ્થાને બળવાન હોય તો તે માણસ ઘણે ઠેકાણે ક્ષેત્ર અથવા ઘર બંધાવનારો જાણવો.

દશમા ભાવનો સ્વામી દશમેજ રહેલ હોય તો પોતાની જુની ઇમારતોનો જીર્ણોદ્ધાર કરાવશે.

---

## વાહન સુખ પ્રાપ્ત થવા વિષે.

જન્મકુંડળીમાં ચોથા ભાવનો સ્વામી અગીયારમા ભાવે રહ્યા હોય અને તેના ઉપર ગુરૂની સંપૂર્ણ દૃષ્ટિ હોય તો ઇચ્છીત વાહનોનું સુખ મળે છે.

ચોથાનો માલીક પોતાના ઘરને જોતો હોય તેમજ ચતુર્થેશ, ગુરૂની સંપૂર્ણ દૃષ્ટિમાં હોય તોપણ ઈચ્છા મુજબ ઘણાં વાહનોનું સુખ મળે છે.

નવ, દશ અને અગીયારમા ભાવના સ્વામીઓ અનુક્રમે બીજે,

ત્રીજે, અને ચોથે ભાવે બેઠા હોય તો ન્હાનપણુંથીજ વાહનનું સુખ જાણવું, પણ આઠમા ભાવે, કોઇ શુભ ગ્રહ હોવો જોઇએ.

ચોથી સ્થાનનો સ્વામી નવમા ભાવના સ્વામી સાથે લગ્ને બેઠો હોય અને તેને બળવાન ગુરૂ જોતો હોય તો તેને રાજ્ય દરબારથી ધન દોલત અને વાહન સુખ મળે.

ચોથા ભાવનો સ્વામી સ્વગ્રહી અથવા ઉંચનો હોય તો પણ રાજ્યથી વાહન સુખની પ્રાપ્તિ થાય.

ચતુર્થેશ પાંચમા અગર નવમા સ્થાનમાં હોય તો રાજ્ય તરફથી વાહન સુખ મેળવનારો જાણવો.

ચોથા તેમજ નવમા સ્થાનના સ્વામીઓ સાથે રહેલા હોય તો વાહનના સુખવાળો જાણવો.

લગ્નેશ ચોથે, નવમે કે અગીયારમે ભાવે હોય તો વાહન સુખવાળો જાણવો.

લગ્નેશ તથા ભાગ્ય ભુવનનો અધિપતિ લાભ સ્થાનમાં હોય અને ચતુર્થેશ નવમા ભાવમાં હોય તો ઘણાં વાહનોનું સુખ મળે.

ચોથા ભાવનો સ્વામી કેંદ્રમાં હોય ને તે કેંદ્ર સ્થાનનો સ્વામી લગ્ને બેઠો હોય તો ઘણાં વાહનોનું સુખ ભોગવનાર જાણવો.

લગ્નેશ દશમા ભાવે હોય અને દશમા ભાવનો સ્વામી લગ્નમાં હોય તોપણુ અનેક વાહનોનું સુખ મળે.

લગ્ન સ્થાનમાં કોઇ બળવાન શુભગ્રહ હોય, બીજા ભાવનો સ્વામી ઉંચનો અથવા સ્વગ્રહી થઇ કેંદ્રમાં બેઠો હોય અને નવમા ભાવે કોઇ શુભ ગ્રહ હોય તો સિંહાસનના સુખની પ્રાપ્તિ થાય.

શુભ ગ્રહો કેંદ્રમાં હોય અને પાપ ગ્રહો ૩-૬-૧૧ મા ભાવે હોય તોપણુ સિંહાસનનું સુખ મળે.

દશમા ભાવનો સ્વામી બીજે બેઠો હોય, બીજાનો સ્વામી લગ્નમાં હોય અને ચોથે કોઇપણુ ગ્રહ સ્વગ્રહી અથવા ઉંચનો હોય તો વાહનનો અધિપતિ જાણવો.

પહેલા, ચોથા અને નવમા સ્થાનના માલીકો એક બીજાથી કેંદ્ર

સ્થાનમાં હોય અને લગ્નેશ બળવાન હોય તોપણ વાહનનો અધિપતિ જાણવો.

નવમા ભાવનો સ્વામી પરમ ઉંચનો થઇ કેંદ્રમાં બેઠો હોય અને બીજા બે ગ્રહો સ્વગ્રહી અથવા ઉંચ રાશીના ગમે તે ભાવે બેઠા હોય તો વિવિધ વાહનોનું સુખ જાણવું.

વ્યયેશ એટલે બારમા ભાવનો સ્વામી ધનભુવનના માલીક સાથે સ્વગ્રહી અથવા ઉંચનો થઈ રહેલ હોય અને નવમેશ તેને જોતો હોય તો વાહનનો અધિપતિ જાણવો.

દશમા ભાવે ઉંચનો ગ્રહ હોય અને તેને લગ્નેશ અથવા ભાગ્યેશ જોતો હોય તોપણ વાહનનો અધિપતિ જાણવો.

દશમા ભાવનો સ્વામી ચોથે હોય અને તેની સાથે ભાગ્યેશ અથવા લાભેશ બેઠો હોય તો ઘણાં વાહનોની પ્રાપ્તિ થાય.

ઉંચનો શુક્ર દશમા ભાવના સ્વામી સાથે ચોથા ભાવે રહ્યા હોય તો વાજીંત્ર સાથે વાહન સુખનો ભોક્તા જાણવો.

ચતુર્થેશ કેંદ્રમાં હોય, ચોથા ભાવે કોઇ સ્વગ્રહી અથવા ઉંચનો ગ્રહ હોય અને બારમે કોઇ શુભ ગ્રહ હોય તો ત્રણ પ્રકારનાં વાહન સુખવાળો જાણવો.

ચોથા ભાવનો સ્વામી બળવાન હોય અને ચોથા ભાવે શુભ ગ્રહ બેઠા હોય તથા શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો વાહન સુખ મળે.

શુક્ર થકી ચોથા સ્થાનનો સ્વામી ચંદ્ર સાથે લગ્નમાં હોય, અને લગ્નેશ પણ લગ્નમાંજ હોય તો સૂંદર વસ્ત્રાલંકાર, સૂવર્ણ અને વાહનોનું શ્રેષ્ઠ સુખ મળે.

ચોથા સ્થાન થકી ચોથા ભાવનો સ્વામી ચંદ્ર સાથે લગ્નમાં હોય અને લગ્ન સ્વામી પણ સાથે બેઠો હોય તો ઘોડાનું વાહન મળે.

ચોથા ભાવનો અધિપતિ શુક્ર સાથે લગ્નમાં બેઠો હોય તો પાલખીના વાહનનું સુખ મળે, અને ઉપરના ગ્રહો સાથે ગુરૂ પણ સાથે હોય તો ઘોડાગાડીનું સુખ પ્રાપ્ત થાય.

ચંદ્ર, ગુરૂ અને શુક્ર, એ ત્રણ સાથે રહ્યા હોય અને ચતુર્થેશ પણ તેઓ સાથે બેઠો હોય અને તે સર્વે ગ્રહો નીચ, અસ્ત કે

શત્રુ ગ્રહની રાશીમાં ન હોય તો રથ, પાલખી, ઘોડા વિગેરે વિવિધ વાહનોનું સુખ મળે એમ સમજવું.

લગ્ન, ચોથા અને નવમા સ્થાનના સ્વામીઓ (નીચ કે અસ્તના હોવા નહિ જોઇએ.) દશમા ભાવે બેઠા હોય અને દશમા ભાવનો સ્વામી લગ્ને હોય તો સિંહાસનનું સુખ મળે.

શુક્ર તથા ગુરૂ ચોથા ભુવનમાં હોય, ચતુર્થેશ નવમા ભાવે હોય, અને નવમેશ ત્રિકોણ અથવા કેંદ્ર સ્થાનમાં હોય તો તે માણસ લક્ષાધિપતિ, અને દેશ પ્રદેશમાં વાહન સાથે ફરનારો જાણવો.

---

## રાજ્ય ઋદ્ધિ પ્રાપ્ત થવા બાબત.

જન્મકુંડળીમાં ચોથા ભુવનનો સ્વામી શુભગ્રહો સાથે પોતાની રાશિમાં હોય અને નવમા ભુવનનો સ્વામી પણ તેની સાથે રહ્યો હોય તો તે માણસ માંડલીક રાજા થાય.

લગ્નેશ, ધનેશ અને ચતુર્થેશ પોતપોતાના ઘરમાં હોય અને નવમેશ લગ્નમાં હોય તો રાજ્યાસન, હાથી વિગેરેની પ્રાપ્તિ થાય છે.

ગુરૂ અને શુક્ર ચોથા ભુવનના સ્વામી સહિત કેંદ્ર, ત્રિકોણ અથવા અગીયારમા ભાવે રહ્યા હોય તોપણ રાજ્ય સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે.

ગુરૂ અને શુક્રની સાથે નવમેશ, નવમે અથવા ચોથા ભાવે હોય તોપણ ઉપર મુજબ રાજ્ય સમૃદ્ધિ અને રાજ્ય વૈભવ પ્રાપ્ત થાય છે.

લગ્નનો અધિપતિ દશમે અને દશમાનો અધિપતિ લગ્ને હોય તો તે માણુસ રાજા થાય અથવા રાજતુલ્ય સમૃદ્ધિ ભોગવે.

લગ્નનો માલીક અગીયારમે હોય અને અગીયારમાનો માલીક લગ્ને હોય તો તે માણુસ પૃથ્વીપતિ થાય અથવા મહાન્ વૈભવો અને જાહોજલાલીનો ભોક્તા થાય.

ધનભાવનો સ્વામી ત્રીજા સ્થાનમાં હોય, તેને શુભ નરગ્રહ દેખતા હોય અને ઉચ્ચનો સૂર્ય નવમા ભાવે રહેલો હોય તો તે માણુસ રાજા તુલ્ય અથવા પૃથ્વીપતિ થાય.

---

## અકસ્માત ધનદોલત મળવા બાબત.

જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી બીજા ભાવમાં હોય, બીજા ભાવનો સ્વામી અગીયારમા ભાવે હોય અને અગીયારમાનો સ્વામી લગ્નમાં હોય તો ભોંયમાંથી દાટેલું ધન મળે.

લગ્નનો સ્વામી શુભગ્રહ, પાપગ્રહની દૃષ્ટિ રહીત ધનભાવમાં હોય તોપણ જમીનમાંથી દાટેલું ધન મળે.

લગ્નેશ અને ચતુર્થેશ ચોથાજ ભાવમાં રહ્યા હોય તો અકસ્માત ઘરની પ્રાપ્તિ થાય.

ચોથા સ્થાનમાં જો ઉચ્ચનો શુક્ર, મંગળની દૃષ્ટિ રહિત હોય તો અકસ્માત ધન અથવા વારસો મળે.

ચોથા સ્થાનમાં શનિ ઉંચનો અગર બળવાન હોય તો જમીન અથવા સ્થાવર મિલ્કત અગર દોલતનો લાભ થાય.

આઠમા સ્થાને જો ઉંચનો ગુરૂ હોય તો લગ્નથી પૈસા અગર વીલથી દોલત મળે.

આઠમા સ્થાને શુક્ર, વરખ, તુલા અથવા મીન રાશિમાં હોય તો લગ્નથી લાભ અગર વારસો મળે અથવા વીલથી દોલત મળે.

---

## ધનરહિત અથવા દુઃખી થવા વિષે.

જન્મકુંડળીમાં ચોથાનો અધિપતિ આઠમા સ્થાનમાં રહ્યો હોય તો મંદ ભાગ્યવાળો થાય.

ધન ભાવનો માલીક ગુરૂ સહિત છઠ્ઠે, આઠમે અથવા બારમે હોય તો તે માણુસ દુઃખ ભોગવનારો અને ધનરહિત થાય છે.

ધન ભાવનો માલીક ત્રિકસ્થાનમાં હોય તો ધનનું સુખ કમી જાણવું.

ચોથા ભાવે મંગળ, શનિ યા રાહુ હોય તો પૈસાની તંગાશ અથવા નુકશાન બતાવે છે.

ધન ભુવનમાં રવિ અથવા મંગળ હોય તો ધનનું નુકશાન થાય.

ધન ભુવનનો માલીક પાપગ્રહ સાથે બેઠો હોય, અને ધનભુવન પાપગ્રહથી યુક્ત કે દૃષ્ટિવાળું હોય તો પૈસાથી દુઃખી જાણવો.

છઠ્ઠાનો માલીક રાહુ અથવા સૂર્ય સહિત બારમા ભાવે બેઠો હોય તો તે માણસ ધનથી દુઃખી અને ચારકાના આશ્રય નીચે ગુજરાન ચલાવનાર થાય છે.

આઠમા સ્થાનનો અધિપતિ લાભ ભુવનમાં હોય તો બાલ્યાવસ્થામાં દુઃખી અને પછીથી સુખ ભોગવનારો થાય.

---

## મકાન તથા વાહન સુખ નષ્ટ થવા વિષે.

જન્મકુંડળીમાં ચોથા સ્થાનનો અધિપતિ, ચોથા ભુવન સિવાય બીજા કોઇ પણ ભુવનમાં લગ્નના માલીકની સાથે રહ્યો હોય તો મકાનનું સુખ હોય નહિ, અથવા હોય તો નષ્ટ પામે.

બીજા, ચોથા, દશમા અને બારમા સ્થાનના સ્વામીઓ જેટલા પાપગ્રહો સહિત ત્રિકસ્થાનમાં પડયા હોય તેટલી વેળા મકાનો આગથી તારાજ થાય અથવા અન્ય રીતે નુકસાન થાય.

ચોથા સ્થાનમાં શુભગ્રહની દૃષ્ટિ વિનાના જેટલા પાપગ્રહો રહ્યા હોય તેટલાં વાહનોનો નાશ થાય.

બારમા તથા આઠમા ભુવનમાં રહીને જેટલા પાપગ્રહો ચોથા ભુવનને જોતા હોય તેટલાં વાહનો નષ્ટ થાય.

---

## દેશ અગર પ્રદેશમાં ભાગ્યોદય થવા બાબત.

ચર રાશિનું લગ્ન હોય, લગ્નનો સ્વામી પણ ચર રાશિનો હોય અને લગ્નસ્થાન તથા લગ્નસ્વામીને ચર રાશિમાં રહેલા ગ્રહો દેખતા હોય તો ખાસ કરી પરદેશમાંજ ભાગ્યોદય થાય.

ઉપર મુજબ સ્થિર રાશિમાં હોય તો પોતાના દેશમાંજ ભાગ્યોદય થાય.

ઉપર મુજબ દ્વિભાવ રાશિમાં હોય તો ઘણા દેશમાં મુસાફરી કરતાં ભાગ્ય કીર્તિનો ઉદય થાય.

---

## જમીન અગર દરિયાઇ મુસાફરી બાબત.

જન્મકુંડળીમાં નવમા સ્થાનમાં જો ચંદ્ર અગર મંગળ ૧ મેષ, ૪ કર્ક, ૮ તુલા અથવા ૧૦ મકર રાશિમાં હોય તો લાંબી મુસાફરી થાય.

જન્મકુંડળીમાં નવમા સ્થાનમાં જો ચંદ્ર અથવા મંગળ ૩ મિથુન, ૬ કન્યા, ૯ ધન, અથવા ૧૨ મીન રાશિમાં હોય તોપણ લાંબી મુસાફરી થાય.

ચંદ્ર અથવા મંગળ ત્રીજા, નવમા અથવા બારમા સ્થાનમાં રહ્યા હોય તો નક્કી મુસાફરી થાય.

વળી ચંદ્ર અથવા મંગળ ત્રીજા, નવમા અથવા બારમા સ્થાનમાં કર્ક અથવા મીન રાશિમાં હોય તો ઘણી લાંબી મુસાફરી થાય.

ચંદ્રમા ૧—૩—૯ સ્થાનમાં રહ્યો હોય અને બળવાન રાહુથી જોવાયલો હોય તો ઘણીજ મુસાફરીઓ થાય છે.

ગુરૂ અથવા ચંદ્ર, ત્રીજા અગર નવમા સ્થાનમાં રહેલ ગ્રહ ઉપર શુભ દૃષ્ટિથી જોતો હોય અને ચંદ્રમા પણ શુભ ગ્રહની દૃષ્ટિમાં હોય, તેમજ કોઈ પણ પાપગ્રહની દૃષ્ટિ તેમના ઉપર હોય નહિ તો મુસાફરી નિર્વિઘ્ને પાર પડે.

ત્રીજા અગર નવમા સ્થાનમાં રાહુ, અથવા શનિ હોય તો મુસાફરીમાં કંઇ હરકત ઉત્પન્ન થાય એમ સમજવું.

રાહુ, શનિ અથવા મંગળ નવમા સ્થાનમાં કર્ક, વૃશ્ચિક કે મીન રાશિમાં હોય તેમજ તેઓ ખરાબ દૃષ્ટિમાં હોય તો વહાણ ભાગવાથી મૃત્યુ થાય, પરંતુ જો તેઓ ત્રીજા સ્થાનમાં હોય તો રેલ્વે અગર જમીન માર્ગની ટુંકી મુસાફરીમાં અકસ્માત થવાનો સંભવ છે.

શનિ અગર રવિ લગ્નસ્થાનમાં ઉંચના હોય તો બનતાં સુધી દેશમાંજ રહેવાનું થાય.

ચંદ્ર, મંગળ, બુધ અથવા રાહુ લગ્નસ્થાનમાં હોય તો ઘણાં રહેઠાણો બદલાય છે, અગર માણુસ ભાગ્યેજ એક ઠેકાણે નિરાંતે રહેવા પામે છે.

**તા. ક.**—ઉંચનો ગુરૂ અગર શુક્ર ઘણું કરીને ધંધા રોજગાર માટે મુસાફરી કરાવે છે.

---

## વ્યાપાર, નોકરી તથા કર્મ વિચાર.

પ્રથમ લગ્નસ્થાન અને દશમું સ્થાન તપાસો, એટલે તે સ્થાનના અધિપતિઓ બળવાન છે કે કેમ ? જો તે નીચના કે અસ્તના હોય તો પછી ત્રીજું સ્થાન તપાસો. જો તે સ્થાનનો સ્વામી પણ નીચનો કે અસ્તનો હોય તો પછી જન્મકુંડળીમાં હરકોઈ ગ્રહ જે બળવાન હોય .તે ગ્રહ, નીચે જણાવ્યા મુજબ વ્યાપાર અથવા નોકરી કરાવશે.

ઉપર જણાવેલા સ્થાનની માલીકો પૈકી જેટલા ગ્રહ સ્વગ્રહી, ઉંચ યા બળવાન હશે તેટલા ગ્રહ નીચે મુજબ પોતપોતાનો ધંધો કરાવશે. વળી કુંડળીમાં પણ જે બળવાન ગ્રહ હશે તે પણ પોતાનો ધંધો કરાવશે. એકંદર જો દશમા સ્થાનનો માલીક એકલોજ બળવાન હશે તો તો એકજ લાઇનને મનુષ્ય વળગી રહે, પણ જો ઉપર જણાવ્યા મુજબ એક કરતાં વધારે ગ્રહ બળવાન હોય તો મનુષ્ય જુદા જુદા ધંધા કરે.

જન્મકુંડળીમાં જો સૂર્ય બળવાન હોય તો તાંબાના વ્યાપારથી ફાયદો થાય, પરંતુ મ્હોટા ભાગે કોઇ રાજ્ય અગર સ્ટેટમાં નોકરી કરાવે.

ચંદ્ર બળવાન હોય તો હીરા, મોતી, પરવાળાં, યા કોઇ પ્રવાહિ પદાર્થો અથવા દવાઇનો ધંધો કરાવે.

મંગળ બળવાન હોય તો લોખંડી વસ્તુઓથી, સુથારી, સોનાના અગર વિષીના ધંધાથી લાભ મળે, યાતો મ્હોટો ડાકટર બને.

બુધ બળવાન હોય તો લખાણુથી અથવા વિદ્યાને લગતાં કામોથી, યા કાંસાંની ધાતુના ધંધાથી ફાયદો થાય.

ગુરૂ બળવાન હોય તો વિદ્યાને લગતા ધંધાથી અથવા ચાંદીથી, કાપડથી, મશીનથી અગર દરજીના ધંધાથી લાભ મળે.

શુક્ર બળવાન હોય તો કાપડનો, ઘરેણાંનો, દાગીનાનો, સુગંધી ચીજોનો, મોતીનો અગર દારૂનો ધંધો કરાવે.

શનિ બળવાન હોય તો છાપાકામ અગર ખેતી, અથવા તો સિસું, લોખંડ યા કલઇની વસ્તુઓનો ધંધો કરાવે.

હવે પહેલા, દશમા અગર ત્રીજા ભુવનમાં જે જે રાશિઓ હોય તે રાશિઓના ધંધાથી પણ લાભ મળે છે.

મેષ, સિંહ અને ધન રાશિ મુસાફરીથી, શોધખોળથી, હુન્નર -કારીગરીથી, લોખંડી વસ્તુઓ અગર સાંચાકામથી લાભ કરાવે છે.

વરખ, કન્યા અને મકર રાશિ ખેતીથી, અનુભવી વિદ્યાથી, વતનદારીથી, જમીનથી અગર મોજણી–માપણીથી ફાયદો બતાવે છે.

મિથુન, તુલા અને કુંભ રાશિ વિદ્યાને લગતો યા કાપડનો વેપાર કરાવે છે.

કર્ક, વૃશ્ચિક અને મીન રાશિ પાણીમાં ઉત્પન્ન થતા પદાર્થોથી, મોતીથી, રસાયણીક યા પ્રવાહી પદાર્થોથી, તેલ, દીવેલ, યા દારૂથી, છાપાકામથી અથવા ડોકટરી લાઇનથી ફાયદો જણાવે છે.

ઉપર દરેક ત્રણ ત્રણ રાશિની લાઈન બતાવી છે, એટલે એ ત્રણ પૈકી ગમે તે એક રાશિ હોય તોપણ તે રાશિઓના જણાવેલા ધંધા પૈકી ગમે તે ધંધો કરાવે છે.

હવે વધુ સમજ માટે દરેક રાશિનો જુદો જુદો વિચાર નીચે મુજબ છે:—

૧ મેષ—મીલિટરી નોકરીથી યા મીલિટરી ખાતાને અંગે જોઈતી ચીજોના વેપારથી.

૨ વૃષભ—હાઉસ એજંટ, (મકાનના એજંટ) વતનદારી અથવા દલાલીથી.

૩ મિથુન—લખાણથી અગર વિદ્યાને લગતાં કામોથી.

૪ કર્ક—રસાયણીક ચીજોથી, પ્રવાહી પદાર્થોથી અથવા છાપાકામથી.

૫ સિંહ—હુન્નર કારીગરીથી અગર શિલ્પી કામથી.

૬ કન્યા—કાપડ, મિઠાઈ અગર હોટલ–વિષીના ધંધાથી, ડૉક્ટરી લાઇનથી, બુક–સેલીંગથી ( પુસ્તકોના વેચાણથી), છાપાકળાથી અગર હુન્નરી કામોથી.

૭ તુલા—શરાફી અથવા વ્યાજવટાથી, કસોટીનાં અગર ચોકસીના ધંધાથી.

૮ વૃશ્ચિક—કેમીસ્ટના અથવા દવાદારૂના ધંધાથી.

૯ ધન—શોધખોળથી, બુકસેલીંગથી, પ્રિન્ટીંગથી, હુન્નરકળાથી, વકીલાતથી અથવા જાદુઈ ઇલમથી.

૧૦ મકર—અનુભવી વિદ્યાને લગતા ધંધાથી અથવા મહાન્ શ્ર જયદારી નોકરીથી.

૧૧ કુંભ—વીજળીકને લગતા ધંધાથી, વિદ્યાને લગતી શોધખોળના ધંધાથી અથવા કંપનીથી.

૧૨ મીન—દરિયામાં ઉત્પન્ન થતી ચીજોથી, અથવા ઇસ્પીતાલ અને જેલખાનાને લગતી ચીજોથી લાભ બતાવે છે.

વળી દરેક રાશિનાં દ્રવ્યો–ચીજો નીચે પ્રમાણે છેઃ—

મેષ—વસ્ત્ર, કાંબલા, ઊન, ગુંદ, જવ, સુવર્ણ, સ્થળ ઉપર થનારી ઔષધીઓ.

વરખ—વસ્ત્ર, પુષ્પ, શાલી, જવ અને ગોધુમ.

મિથુન—શરદ રૂતુમાં થનારાં દ્રવ, કંદમૂળ અને કપાસ.

કર્ક—કોદરા, દ્રો, કેળાં, જાયફળ, તમાલ પત્ર અને નાળીયેર.

સિંહ—છાલા ઉતરે તેવાં ધાન્યો, ગોળ, શેલડી વિગેરે.

કન્યા—અળસી, વટાણા, મગ, વાલ અને શીંગવાળાં ધાન્યો.

તુલા—અડદ, જવ, સરસવ અને ગોધુમ.

વૃશ્ચિક—શેલડી, લોખંડ, કાંસુ વિગેરે.

ધન—વસ્ત્ર, શસ્ત્ર, તલ, મૂળીયાં વિગેરે.

મકર—શેલડી, સુવર્ણ અને કાળા લોઢાંના પદાર્થો.

કુંભ—પાણીમાંથી પેદા થતાં સર્વે જાતનાં ફળ ફુલ, રત્ન, મોતી વિગેરે.

મીન—હરેક જાતનાં તેલ, ચિકણા પદાર્થો, પ્રવાહી ચીજો, મીઠું તથા મોતી.

ઉપર મુજબ જે રાશિની જે ચીજો હોય તેના વેપાર ધંધાથી પણ લાભ મળે છે.

જો જન્મકુંડળીમાં દશમેશ અને તૃતિયેશ ત્રિકસ્થાનમાં હોય તો તે માણસ નોકરી કરનારો જાણવો.

જે માણસનો ચંદ્ર મહાદશામાં જન્મ હોય તેની જન્મકુંડ-

ળીમાં જો ચંદ્ર શનિની ખરાબ દૃષ્ટિમાં હોય તો પોતાને નામે ધંધો કરવો નહિ, બીજાના નામે યા ભાગીદારીથી કામ કરવું. સૂર્ય જો બળવાન રાહુ યા શનિથી જોવાયલો હોય તો મોટા સ્ટેટમાં નોકરી મળે, મંગળ, બુધ અને શુક્રની દૃષ્ટિમાં હોય તો ચિતારી, હુન્નરી અથવા કોતર. કામથી લાભ મળે.

---

## રાજ્યયોગ ઉત્પન્ન થવા બાબત.

જેની જન્મકુંડળીમાં ત્રણ કે ચાર ગ્રહો ઉચ્ચ રાશિના કે સ્વગ્રહી હોય તો રાજ્ય કુટુંબમાં જન્મેલો માણસ રાજા થાય છે અને બીજા કુળમાં જન્મેલો માણસ રાજા નહિ થતાં ધનાઢ્ય થઇ રાજ્ય તુલ્ય વૈભવ ભોગવે.

પાંચ કે તેથી વધારે ગ્રહો ઉચ્ચના અથવા પોતાની રાશિના હોય તો તે માણસ ગમે તે કુળમાં જન્મેલ હોવા છતાં પણ રાજા થાય છે.

(અ) સૂર્ય, મંગળ, ગુરૂ અને શનિ એ ચાર ગ્રહો પૈકી ત્રણ ગ્રહો પણ પરમ ઉચ્ચના હોય અને એ ચાર પૈકીનો એક ગ્રહ લગ્નમાં રહ્યો હોય તો પણ તે મનુષ્ય રાજા થાય.

ઉપરના ચાર ગ્રહો પૈકી બે અગર એક ગ્રહ ઉચ્ચનો હોય તથા ચંદ્ર સ્વગ્રહી હોય અને ચાર પૈકી એક ગ્રહ લગ્નમાં રહ્યો હોય તો પણ રાજ્યયોગ થાય છે.

શનિ તથા મંગળ, મકર રાશિમાં લગ્ને બેઠા હોય તથા સૂર્ય ચંદ્ર ધન રાશિમાં બારમા ભાવે હોય તો રાજ્યયોગ થાય છે.

ચંદ્ર મંગળ મકર રાશિમાં લગ્ને હોય તથા ધનનો સૂર્ય બારમા સ્થાનમાં હોય તો રાજયોગ જાણવો.

મેષનો સૂર્ય લગ્ને, તુલાના ચંદ્ર શનિ સાતમે, અને ધનનો ગુરૂ નવમે હોય તો રાજયોગ થાય છે.

ઉચ્ચ રાશિનો ચંદ્રમા લગ્નમાં, સ્વગ્રહી સૂર્ય ચોથે, વૃશ્ચિકનો ગુરૂ સાતમે અને કુંભનો શનિ દશમે હોય તો પ્રબળ રાજયોગ જાણવો.

મીનનો ચંદ્રમા લગ્નમાં, સિંહનો સૂર્ય છઠ્ઠે, મકરનો મંગળ અગિયારમે અને કુંભનો શનિ બારમે હોય તો રાજયોગ જાણવો.

કન્યા રાશિનો બુધ લગ્ને, ધન રાશિના ચંદ્ર ગુરૂ અને શુક્ર ચોથે અને મકર રાશિમાં મંગળ શનિ, પાંચમા ભાવે હોય તો રાજયોગ થાય છે.

મકર રાશિનો શનિ લગ્નમાં, મીનનો ચંદ્ર ત્રીજામાં, મિથુનનો મંગળ છઠ્ઠામાં, કન્યાનો બુધ નવમામાં અને ધનનો ગુરૂ બારમા ભાવમાં હોય તો શ્રેષ્ટ રાજયોગ જાણવો.

મીન લગ્નમાં સૂર્ય હોય, ધન રાશિમાં ચંદ્ર ગુરૂ દશમે હોય અને મંગળ મકર રાશિના ૧૫ અંશ સૂધીનો અગિયારમા ભાવમાં હોય તો રાજયોગ થાય.

કન્યા લગ્નમાં બુધ હોય, ધનના ચંદ્ર ગુરૂ ચોથે હોય અને મકરનો મંગળ ૧૫ અંશ સુધીનો પાંચમા સ્થાને હોય તો સરસ રાજયોગ જાણવો.

મેષ રાશિનો મંગળ લગ્ને હોય તથા કર્કનો ગુરૂ ચોથા ભુવનમાં હોય તો રાજયોગ થાય.

કર્કનો ગુરૂ લગ્નમાં હોય અને મેષનો મંગળ દશમા ભાવે હોય તોપણ રાજયોગ થાય.

મેષ રાશિનો સૂર્ય દશમે હોય, ચંદ્ર બુધ અને શુક્ર અગિયારમા ભાવે વરખ રાશિના હોય તથા કર્કનો ગુરૂ લગ્નમાં હોય તો ઉત્તમ રાજયોગ જાણવો.

મીનનો ચંદ્રમા લગ્ને, સિંહનો સૂર્ય છઠ્ઠે, મકરનો મંગળ અગિયારમે અને કુંભનો શનિ બારમે હોય તો રાજયોગ થાય છે.

મકર રાશિનો શનિ લગ્નમાં, મેષનો મંગળ ચોથે, મિથુનનો બુધ છઠ્ઠે, કર્કનો ચંદ્ર સાતમે, સિંહનો સૂર્ય આઠમે અને તુલાનો શુક્ર દશમે હોય તોપણ રાજયોગ થાય છે.

કન્યાનો બુધ લગ્નમાં હોય, મકરના શનિ મંગળ પાંચમે હોય, મીનના ચંદ્ર ગુરૂ સાતમે હોય, તથા મિથુનનો શુક્ર દશમે હોય તો મજબુત રાજયોગ જાણવો.

ઉપર (અ) પેરામાં જે તમામ રાજયોગ જણાવેલા છે તેમાં નીચ કુળ અને નિર્ધન-ભીખારી સ્થિતિમાં જન્મેલો માણુસ પણ રાજા થાય છે.

(બ) આ પૅરામાં જે રાજયોગ જણાવ્યા છે, તેમાં જન્મેલ માણુસ રાજા નહિ થતાં રાજતુલ્ય સુખ ભોગવશે એમ જાણવું; પરંતુ જો રાજકુળમાં જન્મેલ માણુસની કુંડળીમાં આ યોગ થયો હશે તો તે માણુસ રાજા થશે એમ સમજવું.

સૂર્ય ચંદ્ર, મેષ રાશિના લગ્નમાં હોય, મકરનો મંગળ દશમા ભાવે હોય તથા ધનનો ગુરૂ નવમા ભાવે હોય તો રાજયોગ જાણવો.

વરખનો ચંદ્રમા લગ્ને, મિથુનનો ગુરૂ બીજે, તુલાનો શનિ છઠ્ઠે અને સૂર્ય, મંગળ, બુધ તથા શુક્ર, અગિયારમા ભાવે મીન રાશિમાં હોય તોપણુ રાજયોગ જાણવો.

કર્ક અગર કુંભ લગ્ને હોય, સ્વગ્રહી શુક્ર ચોથા ભુવનમાં હોય, ચંદ્રમા નવમા ભાવે હોય, અને બાકીના ગ્રહો ૧-૩-૧૧ એ સ્થાનમાં ભેગા અગર જુદા જુદા હોય તો રાજયોગ થાય છે.

લગ્ને શનિ, ચોથે બૃહસ્પતિ, દશમે ચંદ્ર અને અગિયારમા ભાવે સૂર્ય હોય તોપણુ રાજયોગ થાય છે.

ગુરૂ લગ્નમાં, મંગળ બુધ બીજા ભાવમાં, સૂર્ય શુક્ર ચોથા ભાવમાં, ચંદ્રમા દશમામાં અને શનિ અગિયારમા ભાવમાં હોય તો રાજયોગ જાણવો.

શનિ મંગળ લગ્નમાં, ચંદ્રમા ચોથામાં, ગુરૂ સાતમામાં, શુક્ર નવમામાં, સૂર્ય દશમામાં અને બુધ અગિયારમા ભાવમાં હોય તોપણુ રાજયોગ જાણવો.

---

## રાજયોગનું ફળ મળવા બાબત.

દશમા સ્થાનમાં જે કોઈ ગ્રહ રહ્યો હોય તેની મહા, દશા કિંવા અંતરદશામાં રાજયોગનું ફળ મળે; જો દશમા ભાવે કોઇ પણ ગ્રહ ન હોય તો લગ્નમાં રહેલા ગ્રહની મહાદશા અગર અંતર દશામાં રાજયોગનું ફળ મળે.

જો લગ્ન અને દશમા સ્થાનમાં બંને ઠેકાણે ગ્રહો હોય તો તે બેમાં જે વધારે બળવાન હોય તેની દશામાં ફળ મળે.

જો લગ્ન અને દશમા સ્થાન પૈકી કોઈ પણ ભાવમાં કોઇ પણ ગ્રહ નહિ હોય તો પછી જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન હોય તેની મહા કિંવા અંતર દશામાં ફળ મળશે એમ જાણવું.

જો આખી જીંદગીમાં એ ગ્રહની મહા દશા ભોગવવાનો સંભવ ન હોય તો તે ગ્રહના મિત્ર ગ્રહની મહા દશામાં જ્યારે પોતાની અંતર દશા આવે ત્યારે ફળ મળશે એમ જાણવું.

---

## સંન્યાસ યોગ બાબત.

જે મનુષ્યની જન્મકુંડળીમાં કોઇ પણ એક સ્થાનને વિષે ચાર, પાંચ અથવા તેથી વધુ ગ્રહો એકત્ર રહ્યા હોય તો તે મનુષ્ય આ દુનિયાનો ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કરશે.

જો ચાર અગર વધુ ગ્રહો એકત્ર રહ્યા હોય પરંતુ તે સર્વે ગ્રહો જો નિર્બળ હોય તો સંન્યાસ યોગ સમજવો નહિ.

એકત્ર રહેલા ચાર અગર વધુ ગ્રહોમાં જો એક ગ્રહ પણ બળવાન હોય તોપણ સંન્યાસ યોગ સમજવો.

એકત્ર રહેલા ગ્રહો પૈકી જે કોઇ બળવાન ગ્રહે સંન્યાસયોગ ઉત્પન્ન કીધો હોય તો તે ગ્રહ સંન્યાસ લેવડાવશે, પરંતુ તે ગ્રહ ઉપર જો બીજા કોઇ બળવાન ગ્રહની દૃષ્ટિ હોય તો સંન્યાસ ગ્રહણ કરાવવા છતાં પાછો સંન્યાસથી પદભ્રષ્ટ કરશે, એમ કેટલાક ગ્રંથકારોનું કહેવું છે.

વળી કેટલાકો જણાવે છે કે, ચાર અગર વધુ ગ્રહો કોઇ પણ સ્થાન વિષે રહ્યા હોય અને તે સઘળા ગ્રહો નિર્બળ છતાં પણ સંન્યાસ યોગ થાય છે, પરંતુ પાછળથી યોગભંગ થાય છે એટલે મનુષ્ય થોડોક વખત સંન્યાસ ગ્રહણ કરી ફરીથી સંસારી થાય છે.

જે બળવાન ગ્રહે સંન્યાસયોગ ઉત્પન્ન કીધો હોય તે ગ્રહની મહાદશા કિંવા અંતર દશામાં દિક્ષાયોગ સમજવો.

---

## વિવિધકારક યોગનાં ફળ.

જો કોઇ પણ ગ્રહો એક બીજાના સ્થાન વિષે અરસ્પરસ રહેલા હોય તો તેવા યોગને કારક યોગ કહે છે.

લગ્નપતિ ધનભાવમાં હોય અને ધનાધિપતિ લગ્નમાં હોય તો તે માણુસ બુદ્ધિવાન, ધાર્મિક, પુણ્યવાન અને ધનવાન થાય.

લગ્ન સ્વામી ત્રીજા સ્થાનમાં હોય અને ત્રીજાનો સ્વામી લગ્ન સ્થાનમાં હોય તો કુટુંબનું રક્ષણ કરવા વાળો, શ્રેષ્ટ ભાંડુ સુખવાળો અને માતાના પક્ષે કરીને યુક્ત હોય.

લગ્નેશ ચતુર્થ ભાવમાં હોય અને ચતુર્થેશ લગ્નમાં હોય તો તે માણુસ સુખ સંપત્તિવાળો, રાજ્યવાળો, દયાવાન અને પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલનારો થાય.

લગ્નનો માલીક પાંચમા ભુવનને વિષે રહ્યો હોય અને પાંચમાનો માલીક લગ્નમાં હોય તો તે વિદ્વાનોમાં શ્રેષ્ટ, કુટુંબમાં વિખ્યાત, જ્ઞાનવાન, અને પ્રશસ્ત મનવાળો થાય.

લગ્નાધિપતિ છઠ્ઠા સ્થાનમાં હોય અને છઠ્ઠાનો અધિપતિ લગ્નમાં હોય તો તે મનુષ્ય પ્રપંચી, પારકાનું હમેશાં દુષ્ટ વાંછવાવાળો, શરીરે બળવાન અને દ્રવ્યવાન થાય.

લગ્નેશ સપ્તમ સ્થાનમાં હોય અને સપ્તમેશ લગ્ન સ્થાનમાં હોય તો માણુસ સ્ત્રીઓમાં અનુરક્ત, કામી, પિતાની સેવા કરનારો અને સાળાનો સેવક થાય.

દેહાધિપતિ આઠમા ભુવનમાં હોય અને અષ્ટમપતિ દેહસ્થાનમાં હોય તો તે મનુષ્ય જુગારી, દુષ્ટાચારી અને ચોરી વિગેરે કાર્ય કરવામાં કુશળ હોય અને તેવા કૃત્યોને લીધે મર્ણાધિન થાય.

પ્રથમેશ નવમા ભાવમાં હોય અને નવમેશ પ્રથમ સ્થાનમાં હોય તો ધાર્મિક, દેવગુરૂની સેવામાં તત્પર, પરદેશમાં રહેનારો, રાજ્યમાં માનકાર થાય.

દેહેશ દશમે હોય અને દશમેશ દેહસ્થાનમાં હોય તો તે માણુસ અતિશય સ્વરૂપવાન, અત્યંત લોભી, પૂણ્યવાન અને અત્યંત ધનાઢ્ય થાય.

પહેલા સ્થાનનો અધિપતિ લાભ સ્થાનમાં હોય અને લાભ સ્થાનનો અધિપતિ પહેલા સ્થાનમાં હોય તો તે નર પરાક્રમી, વિજયી, દીર્ઘાયુષી, રાજ્યતુલ્ય રિદ્ધિવાળો અને પંડિત થાય.

લગ્નેશ દ્વાદશ સ્થાનમાં હોય અને દ્વાદશેશ લગ્નમાં હોય તો ઘણા દુશ્મનોવાળો, ટુંક બુદ્ધિવાળો, ધનનો નાશ કરવાવાળો તથા ચપળ થાય.

---

## નાભસ યોગ અને તેના ફળ બાબત.

નાભસ યોગ મુખ્ય રીતે ચાર પ્રકારના છેઃ—

| | |
|---|---|
| ૧ આશ્રય યોગ. | ૩ આકૃતિ યોગ. |
| ૨ દલ યોગ. | ૪ સંખ્યા યોગ. |

હવે ઉપર જણાવેલા યોગમાં આશ્રય યોગ ત્રણ જાતના, દલયોગ બે જાતના, આકૃતિ યોગ વીશ જાતના અને સંખ્યા યોગ સાત જાતના છે; એકંદર નાભસ યોગ બત્રીશ જાતના છે, જે નીચે મુજબઃ—

૧. **રજ્જુ યોગ**—ચર રાશીમાં તમામ ગ્રહો રહેલા હોય તો રજ્જુયોગ સમજવો. પછી તે એક, બે, ત્રણ અગર વધુ સ્થાને જુદાં જુદા રહ્યા હોય અથવા ભેગા હોય પરંતુ સઘળા ગ્રહો ચર રાશીમાં હોવા જોઇયે.

રજ્જુ યોગનું ફળ—એ યોગમાં જન્મેલ માણુસ હરવા ફરવાનો શોખીન અને સામાનું સારૂં જોઈ નાખુશ થનારો હોય છે.

૨ **મુશલ યોગ**—સ્થિર રાશિમાં તમામ ગ્રહો હોય તો મુશલ યોગ જાણવો. એ યોગમાં જન્મેલ માણુસ પૈસાદાર પરંતુ અભિમાની થાય.

૩. **નલ યોગ**—દ્વિસ્વભાવ રાશિમાં તમામ ગ્રહો રહ્યા હોય તો નલયોગ થાય છે. એ યોગમાં જન્મનાર બાહોશ, દૃઢ વિચારનો અને દ્રવ્યવાન થાય છે.

ઉપર જણાવેલા ત્રણે યોગને આશ્રય યોગ કહે છે.

૪. **માલા યોગ**—બધા કેંદ્રસ્થાનમાં બધા શુભગ્રહો રહેલા હોય તો માલાયોગ જાણવો. શુભગ્રહ સાથે કોઇ પણ કેંદ્રમાં કોઇ પણ

પાપગ્રહ હોવો જોઇયે નહિ. એ યોગમાં ઉત્પન્ન થયેલ માણુસ વિવિધ જાતના વૈભવને પ્રાપ્ત કરનારું થાય છે.

૫. **સર્પ યોગ**—સઘળા કેંદ્રભુવનમાં સઘળા પાપગ્રહો હોય તો સર્પયોગ સમજવો. એ યોગમાં જન્મ પામનાર અતિ દુઃખી થાય.

માલાયોગ અને સર્પયોગને દલયોગ કહે છે.

૬. **ગદા યોગ**—કોઇપણ પાસપાસેના બે કેંદ્રમાં સર્વે ગ્રહો રહ્યા હોય તે. ગદાયોગ જાણવો. એ યોગમાં જન્મેલ માણુસ ઘણો ધનવાન અને પરાક્રમી જાણવો.

૭. **શકટ યોગ**—લગ્ન અને સાતમા સ્થાનમાં સર્વ ગ્રહો રહ્યા હોય તો શકટ યોગ થાય છે. એ યોગમાં જન્મ પામનાર હમેશાં રોગી, ગાડી ઘોડાઓનો ધંધો કરનારો અને નઠારી સ્ત્રીવાળો હોય છે.

૮. **વિહગ યોગ**—ચોથા અને દશમા સ્થાનમાં સર્વે ગ્રહો રહ્યા હોય તો વિહગ યોગ જાણવો. એ યોગમાં ઉત્પન્ન થયેલ માણુસ હરવા ફરવાનો શોખીન, કજીયા કરનાર, અને સંદેશા પહોંચાડવાનું કામ કરનાર થાય છે.

૯. **શ્રુંગાટક યોગ**—લગ્ને, પાંચમે અને નવમે એમ ત્રણુ સ્થાને સર્વે ગ્રહો રહેલા હોય તો શ્રુંગાટક યોગ થાય છે. એ યોગમાં ઉત્પન્ન થનાર પાછલી જીંદગીમાં સુખી થાય છે.

૧૦. **હળ યોગ**—લગ્ન સિવાય કોઇ પણુ સ્થાને સઘળા ગ્રહો એક બીજા થકી ત્રિકોણુમાં એટલે દરેકથી પાંચમે અને નવમે રહ્યા હોય એટલે:-સઘળા ગ્રહો બીજે, છઠ્ઠે અને દશમા ભાવે અગર ચોથે આઠમે અને બારમે ભાવે રહ્યા હોય તો હળ યોગ થાય છે. એ યોગમાં જન્મેલ માણુસ ખેતીનો ધંધો કરનારો થાય છે.

૧૧. **વજ્ર યોગ**—લગ્ન તથા સાતમા સ્થાનમાં બધા શુભ ગ્રહો, અને ચોથા તથા દશમા સ્થાનમાં સઘળા પાપ ગ્રહો રહેલા હોય તો વજ્રયોગ જાણવો. એ યોગમાં ઉત્પન્ન થનાર વચલી અવસ્થામાં દુઃખી અને બાલ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થામાં સુખી થાય છે.

૧૨. **યવ યોગ**—લગ્ન તથા સાતમા ભુવનમાં સઘળા પાપગ્રહો

અને ચોથા તથા દશમા ભુવનમાં સઘળા શુભ ગ્રહો રહેલા હોય તો યવયોગ જાણવો. એ યોગમાં જન્મેલ માણસ યુવાન અવસ્થામાં ઘણો સુખી થાય છે.

૧૩. **કમળ યોગ**—ચાર કેંદ્રમાં ગમે તે ઠેકાણે શુભ અને પાપ ગ્રહો રહેલા હોય તો કમળ યોગ સમજવો. એ યોગમાં જન્મ પામનાર નામાંકિત, વૈભવી, સુખી અને સદ્‌ગુણી થાય છે.

૧૪. **વાપી યોગ**—કોઇ પણ ચાર પણફરસ્થાન અથવા કોઇ પણ ચાર આપોકલિમ સ્થાનમાં સર્વ ગ્રહો રહેલા હોય તો વાપી યોગ થાય છે. એ યોગમાં જન્મેલ માણસ જમીનમાં ધનને દાટી રાખનારો, કંજુસ તથા લોભી હોય છે, છતાં લાંબા વખત સુધી સુખ શાંતિ ભોગવે છે.

૧૫. **યુપ યોગ**—એકથી અનુક્રમે ચાર સ્થાન સુધી સર્વે ગ્રહો રહેલા હોય તો યુપ યોગ થાય છે. એ યોગમાં જન્મ પામનાર ઉદાર, આળસુ અને યજ્ઞ કરનાર થાય છે.

૧૬. **શર યોગ**—ચારથી અનુક્રમે સાત ભુવન સુધી સઘળા ગ્રહો રહેલા હોય તો શર યોગ થાય છે. એ યોગમાં ઉત્પન્ન થનાર તીરકામઠાંનો ધંધો કરનારો; હિંસા કરનારો અને કેદીઓનો ઉપરી થાય છે.

૧૭. **શક્તિ યોગ**—સાતથી અનુક્રમે દશ સ્થાન સુધી સર્વે ગ્રહો રહેલા હોય તો શક્તિ યોગ થાય છે. એ યોગમાં જન્મ પામનાર નીચ કૃત્યો કરનાર અને દુઃખી થાય છે.

૧૮. **દંડ યોગ**—દશથી અનુક્રમે પહેલા સ્થાન સુધી સઘળા ગ્રહો રહેલા હોય તો દંડ યોગ થાય છે. એ યોગમાં જન્મેલ માણસ સ્ત્રી પુત્રથી દુઃખી અને પારકાના આશ્રયથી ગુજરાન ચલાવનાર થાય છે.

૧૯. **નૌકા યોગ**—એકથી અનુક્રમે સાત સ્થાન સુધી સઘળા ગ્રહો રહેલા હોય તો નૌકા યોગ થાય છે. એ યોગમાં જન્મ પામનાર કોઇવાર સુખી તો કોઇવાર દુઃખી હોય છે.

૨૦. **કૂટ યોગ**—ચારથી અનુક્રમે દશ ભાવ સુધી સર્વે ગ્રહો રહ્યા

હોય તો કૂટ યોગ જાણુવો. એ યોગમાં જન્મેલ માણુસ બંદીખાનાનો ઉપરી અને મિથ્યાભિમાની થાય છે.

૨૧. છત્ર યોગ—સાતથી અનુક્રમે પહેલા સ્થાન સુધી સર્વે ગ્રહો રહ્યા હોય તો છત્ર યોગ થાય છે. એ યોગમાં જન્મ પામનાર પોતાના કુટુમ્બને સુખી કરનાર અને પોતે છેલ્લી અવસ્થામાં વધારે સુખી હોય છે.

૨૨. ચાપ યોગ—દશથી અનુક્રમે સાત સ્થાન સુધી સર્વે ગ્રહો રહ્યા હોય તો ચાપ યોગ થાય છે. એ યોગમાં જન્મનાર માણુસ સમર્થ શૂરવીર અને બાલ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થામાં સુખી હોય છે.

૨૩. અર્ધચંદ્ર યોગ—કેંદ્ર વગરના બીજા કોઇપણુ સ્થાનથી અનુક્રમે સાત સ્થાન સુધી સર્વે ગ્રહો બેઠેલા હોય તો અર્ધચંદ્ર યોગ થાય છે. એ યોગમાં જન્મેલ માણુસ સ્વરૂપવાન, પ્રતિષ્ઠિત, પૂજનિય તથા માનનિય થાય છે.

અર્ધચંદ્ર યોગ નીચે મુજબ આઠ જાતના થાય છે:—

(એ.) બીજાથી આઠ સ્થાન સુધી સર્વે ગ્રહો રહેલા હોય તો.
(બી.) ત્રીજાથી નવમા ભાવ સુધી સર્વે ગ્રહ બેઠા હોય તો.
(સી.) પાંચમાથી અગીયારમા ભૂવન સુધી સર્વે ગ્રહો રહ્યા હોય તો.
(ડી.) છઠ્ઠાથી બારમા ભાવ સુધી બધા ગ્રહો બેઠા હોય તો.
(ઈ.) આઠમાથી બીજા સ્થાન સુધી સઘળા ગ્રહો હોય તો.
(એફ.) નવમાથી ત્રીજા ભૂવન સુધી સર્વે ગ્રહો બેઠા હોય તો.
(જી.) અગીયારમાથી પાંચમા ભાવ સુધી સઘળા ગ્રહો હોય તો.
(એચ.) બારમાથી છઠ્ઠા ભૂવન સુધી બધા ગ્રહો બેઠા હોય તો.

૨૪. સમુદ્ર યોગ—બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા, દશમા અને બારમા ભાવમાં, એમ છ સ્થાનમાં બધા ગ્રહો રહ્યા હોય તો સમુદ્ર યોગ સમજવો. એ યોગમાં પેદા થયેલ મનુષ્ય રાજાની જેવી સમૃદ્ધિવાળો અને વૈભવી જાણુવો.

૨૫. ચક્ર યોગ—પહેલા, ત્રીજા, પાંચમા, સાતમા, નવમા અને અગીઆરમા ભાવે સઘળા ગ્રહો પડેલા હોય તો ચક્ર યોગ થાય છે.

એ ચોગમાં પેદા થયેલ મનુષ્ય મહારાજાધિરાજ અથવા મહાન્ સાધુ થાય, કે જેને રાજાઓ પણ નમસ્કાર કરે.

ગદા ચોગથી ચક્રચોગ સુધીના આકૃતિ ચોગ કહેવાય છે.

૨૬. **વલકી અથવા વીણા ચોગ**—કોઈ પણ સાત ભાવમાં સર્વે ગ્રહો રહ્યા હોય તો વલકી અથવા વીણા ચોગ થાય છે. એ ચોગમાં ઉત્પન્ન થયેલ માણસ શાણો અને નૃત્ય તથા ગાયન કળાનો શોખીન થાય છે.

૨૭. **દામીની ચોગ**—કોઇપણ છ સ્થાનમાં બધા ગ્રહો બેઠા હોય તો દામીની ચોગ થાય છે. એ ચોગમાં જન્મ પામનાર ઘણાં પ્રાણીઓનું પાષણ કરનાર અથવા ગામના અધિકારવાળો થાય છે.

૨૮. **પાસ ચોગ**—ગમે તે પાંચ ભૂવનમાં સઘળા ગ્રહો પડયા હોય તો પાસ ચોગ થાય છે. એ ચોગમાં જન્મેલો માણસ સારા રસ્તાથી પૈસા મેળવનારો થાય છે.

૨૯. **કેદાર ચોગ**—ગમે તે ચાર સ્થાનમાં સઘળા ગ્રહો રહેલા હોય તો કેદાર ચોગ થાય છે. એ ચોગમાં જન્મેલો માણસ પરોપકારી અને ખેતીનો ધંધો કરનારો થાય છે.

૩૦. **શૂળ ચોગ**—કોઇપણ ત્રણ સ્થાનમાં સર્વ ગ્રહો રહ્યા હોય તો શૂળ ચોગ થાય છે. એ ચોગમાં જન્મેલો માણસ શુરવીર, પૈસાની પ્રીતિવાળો તથા દરિદ્રી હોય છે.

૩૧. **યુગ ચોગ**—હરકોઇ બે ભૂવનમાં બધા ગ્રહો બેઠા હોય તો યુગચોગ થાય છે. એ ચોગમાં જન્મેલ માણસ કપટી, પ્રપંચી અને ધનરહિત હોય છે.

૩૨. **ગોળ ચોગ**—કોઇપણ ગમે તે એકજ સ્થાનમાં બધા ગ્રહો આવી ગયા હોય તો ગોળ ચોગ થાય છે. એ ચોગમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય મૂર્ખ, આળસુ, દરિદ્રી, અને અયોગ્ય કામ કરનારો થાય છે.

વલકી અથવા વીણા ચોગથી ગોળ ચોગ સુધીના સંખ્યા ચોગ કહેવાય છે.

**દલ ચોગ અને આકૃતિ ચોગ એકી વખતે બનતા નથી.**

**દલ ચોગ અને આશ્રય ચોગ પણ એકી વખતે થતા નથી.**

હલ યોગ અને સંખ્યા યોગ એકી વખતે બને છે. એકી વખતે જો આવા બન્ને યોગ ઉત્પન્ન થાય તો સંખ્યા યોગનું ફળ બીલકુલ નહિ મળતાં ફક્ત હલ યોગનુંજ ફળ મળે છે.

આકૃતિ યોગ અને આશ્રય યોગ જો એકી વખતે બને તો આશ્રય યોગનું ફળ બીલકુલ નહિ મળતાં ફક્ત આકૃતિ યોગનુ જ ફળ મળે છે.

આકૃતિ યોગ અને સંખ્યા યોગ જો એકી વખતે બને તો ફક્ત આકૃતિ યોગનુંજ ફળ મળે છે.

સંખ્યા યોગ, આશ્રય યોગ અને આકૃતિ યોગ જો એકી વખતે સામટાજ ઉત્પન્ન થયા હોય તો સંખ્યા યોગનું ફળ સાથેના યોગમાં સમાઈ જાય છે, મતલબ કે તેનું ફળ મળી શકતું નથી.

એકી વખતે જો એકથી વધારે નાભસ યોગ ઉપજ્યા હોય તો જે બળવાન હોય તેનુંજ ફળ મળી શકે છે.

નાભસ યોગો સૂક્ષ્મ રીતે જોતાં ઘણી પ્રકારના બને છે પરંતુ તે સઘળાનો ઉપર જણાવેલા બત્રીસ યોગમાં સમાવેશ થાય છે.

---

## ચંદ્ર સૂર્યના યોગ તથા તેના ફળ બાબત.

ચંદ્રમા થકી છઠ્ઠે, સાતમે કે આઠમે એમ ત્રણુ સ્થાને અગર ત્રણ પૈકી કોઈ પણ બે અથવા એક સ્થાને બુધ, ગુરૂ અને શુક્ર એ ત્રણ શુભ ગ્રહો બેઠા હોય તો અધિ યોગ થાય છે,

ચંદ્રમા થકી છઠ્ઠે, સાતમે કે આઠમે એમ ત્રણે ભાવમાં અગર ત્રણ પૈકી બે અથવા એક ભાવમાં સઘળા પાપગ્રહો રહેલા હોય તો પણ અધિ યોગ જાણવો.

ઉપર મુજબ શુભ અને પાપગ્રહો સાથે રહ્યા હોંય તો મિશ્ર અધિ યોગ સમજવો.

સઘળા શુભ ગ્રહોથી બનેલો યોગ શુભ અધિ યોગ સમજવો.

સઘળા પાપગ્રહોથી બનેલો યોગ પાપ અધિ યોગ જાણવો.

મિશ્ર ગ્રહોથી બનેલો યોગ મિશ્ર અધિ યોગ કહેવાય છે.

ઉપર જણાવેલા પ્રકારે બનેલાં અધિ યોગમાં જન્મેલો માણસ ઘણો વૈભવી, સુખી, દીર્ઘાયુષી, નિરોગી અને નિર્ભય થાય છે.

શુભ અધિ યોગ હોય તો માણુસ શુભ બુદ્ધિવાળો, પાપ અધિ યોગ હોય તો દુષ્ટ બુદ્ધિવાળો અને મિશ્ર અધિયોગ હોય તો સામાન્ય બુદ્ધિવાળો થયો.

ચંદ્રમા થકી બીજા સ્થાનમાં કોઇ પણ ગ્રહ હોય તો સુનફા નામનો યોગ થાય છે.

સુનફા યોગમાં જન્મેલો માણુસ પરાક્રમી, રાજ્ય વૈભવવાળો, આપકર્મી, ચતુર અને બુદ્ધિશાળી હોય છે.

ચંદ્રમા થકી બારમા સ્થાનમાં ગ્રહ રહેલ હોય તો અનફા નામનો યોગ થાય છે.

અનફા યોગમાં જન્મેલો માણુસ ગુણવાન, જ્ઞાનવાન, સમર્થ, કીર્તિવંત, નિરોગી, સંતોષી અને ખાનપાનથી સુખી થાય છે,

ચંદ્રમા થકી બીજા તથા બારમા સ્થાનમાં ગ્રહો રહેલા હોય તો દુર્ધરાઢય નામનો યોગ થાય છે.

દુર્ધરાઢય યોગમાં પેદા થયેલ માણુસ હરકોઈ પ્રકારે સુખ મેળવનારો, વૈભવી, ધન દોલત તથા વાહનના સુખવાળો, ઉદાર અને ખુશમિજાજી હોય છે.

ચંદ્રમા થકી બીજે તથા બારમે એટલે ચંદ્રમાની આજુ બાજુ કોઇપણ ગ્રહ ન હોય તો કેમદ્રુમ નામનો યોગ થાય છે.

ઉપર જણાવેલા ચાર યોગોના સ્થાનોમાં જો કોઇપણ સ્થાનમાં એકલો સૂર્યજ રહેલો હોય તો તેને ગણતરીમાં ગણવો નહિ એટલે સૂર્યના આધારથી યોગ નીપજાવવા નહિ. સૂર્ય સિવાય બીજા કોઈ ગ્રહ હોય તોજ ઉપર જણાવેલા યોગ ઉત્પન્ન થાય છે. જો બીજા કોઇ ગ્રહ સાથે સૂર્ય હોય તો તેને માટે હરકત નથી.

દાખલો:—ચંદ્રથી બીજે સ્થાને એકલોજ સૂર્ય છે તો સુનફા યોગ કહેવાય નહિ પણું એકલો મંગળ હશે તો સુનફા યોગ થાય છે. જો સૂર્ય-મંગળ બન્ને હોય તોપણ સુનફા યોગ જાણુવો, મતલબકે સૂર્ય હોય યા ન હોય તો તેને માટે બાધ નથી.

કેમદ્રુમ યોગનો નીચે મુજબ ભંગ થાય છે:—

(એ.) લગ્નથકી ચંદ્રમા કેંદ્રમાં હોય તો.

( બી. ) ચંદ્રમા સાથે બીજો કોઇપણ ગ્રહ રહેલ હોય તો.

( સી. ) અધિ યોગ ઉપજેલો હોય તો.

( ડી. ) ચંદ્રમા ઉપર કોઇપણ ગ્રહની દ્રષ્ટિ હોય તો.

કેમદ્રુમ યોગનો ભંગ ન થતાં તે યોગ જો કાયમજ રહ્યો હોય તો તે માણુસ એકંદર ઘણો દુઃખી થાય છે.

જન્મકુંડળીમાં લગ્ન અગર ચંદ્રમા થકી સર્વે શુભ ગ્રહો ઉપચય સ્થાનમાં રહ્યા હોય તો તે માણુસ ઘણો ધનવંત થાય. વળી જો લગ્ન અને ચંદ્રમા એ બે થકી ઉપચય સ્થાનમાં શુભ ગ્રહો હોય તો ઘણું શ્રેષ્ઠ ફળ મળે છે.

જો લગ્ન અને ચંદ્રથકી એમ બે રીતે ઉપચય સ્થાનમાં શુભ ગ્રહો હોય તો કોઇપણ જાતના નઠારામાં નઠારા યોગનો પણ ભંગ થાય છે.

સૂર્યથકી બીજે સ્થાને ચંદ્રમા સિવાય બીજા કોઇપણ ગ્રહ રહેલ હોય તો વેષીક નામનો યોગ થાય છે. એ યોગનું ફળ સુનફા યોગ પ્રમાણે સમજવું.

સૂર્યથકી બારમા સ્થાને ચંદ્રમા સિવાય ગ્રહ રહેલ હોય તો વેષીન નામનો યોગ થાય છે.

એ યોગનું ફળ અનફા યોગ પ્રમાણે જાણવું.

સૂર્ય થકી બીજા તથા બારમા સ્થાનમાં ચંદ્રમા સિવાય ગ્રહો રહેલ હોય તો ઉભયચર્યા નામનો યોગ થાય છે.

એ યોગનું ફળ દુર્ધરાઢય પ્રમાણે સમજી લેવું.

સૂર્ય યોગમાં કેમદ્રુમ યોગ થતો નથી.

ઉપર જણાવેલા ચંદ્ર યોગ કરનાર ગ્રહો ચંદ્રની મહાદશામાં જ્યારે પોતાની અંતરદશા આવે ત્યારે, અને સૂર્ય યોગ કરનાર ગ્રહો સૂર્ય મહાદશામાં જ્યારે પોતાની અંતરદશા આવે ત્યારે ફળ આપશે.

જો ચંદ્ર સૂર્યની મહાદશા આવવાનો સંભવ ન હોય તો તેમના મિત્રગ્રહની અંતરદશામાં ફળ મળશે એમ જાણવું.

જેની જન્મકુંડળીમાં સૂર્ય થકી ચંદ્રમા કેંદ્રમાં હોય તો તે માણુસ જડ, મૂર્ખ તથા દુષ્ટ આચરણવાળો હોય છે.

---

## આયુષ્ય તથા મૃત્યુ વિચાર.

જન્મકુંડળીમાં આઠમા સ્થાનનો અધિપતિ પાપગ્રહો સહિત છઠ્ઠે અથવા બારમા ભાવે રહ્યો હોય તો અલ્પાયુષી થાય.

અષ્ટમેશ લગ્નપતિ સહિત છઠ્ઠે અથવા બારમે હોય તો પણ અલ્પાયુષી થાય.

અષ્ટમપતિ લાભસ્થાનમાં રહેલો હોય અને તે પોતે પાપગ્રહ હોય તોપણ અલ્પાયુષી થાય.

પાપગ્રહો આપોક્લિમ ( ૩-૬-૯-૧૨ ) સ્થાનમાં રહ્યા હોય તો હિનાયુ* થાય.

પાપગ્રહો ત્રીજા, ચોથા અને પણફર સ્થાન (૨-૫-૮-૧૧) માં રહ્યા હોય તો મધ્યમ* આયુષ્યવાળો થાય.

લગ્નેશ, અષ્ટમેશ અને દશમેશ કેંદ્ર, ત્રિકોણ તથા લાભ સ્થાનમાં હોય તો દીર્ઘાયુષી* થાય.

અષ્ટમાધિપતિ પાપગ્રહ છતાં લાભ સ્થાનમાં રહેલો હોય તો દીર્ઘાયુષી થાય.

અષ્ટમેશ અથવા શનિ આઠમે હોય તો દીર્ઘાયુષી થાય.

આઠમા ભુવનમાં રહેલ ગ્રહ અથવા આઠમાનો માલીક, લગ્નેશ, દશમેશ અને શનિ, એ ગ્રહો પૈકી જે નિર્બળ હોય તે રિષ્ટ કરનાર જાણવો. મતલબ કે તે ગ્રહની મહાદશા કીંવા અંતર દશામાં રિષ્ઠ થાય. આયુષ્યનો નિર્ણય કરવો એ મહા ગંભીર બાબત છે તેથી સઘળા સંજોગો ધ્યાનમાં લઈ ખૂબ બારીકાઈથી વિચાર કરવો.

વળી અષ્ટમેશ જેના ઘરમાં રહ્યો હોય તે ગ્રહ અથવા અષ્ટમેશનો શત્રુ અથવા મિત્રગ્રહ પણ રિષ્ટ ( મૃત્યુ ) કરનાર જાણવા.

જો રિષ્ટ કરનાર ગ્રહ ચંદ્ર થયો હોય તો લોહીયાળ તંતુઓ નબળા પડવાથી અગર લોહીનો બિગાડ થવાથી મૃત્યુ નીપજે છે.

રિષ્ટકર્તા ગ્રહ જો મંગળ થયો હોય તો લોહી પડવાથી, તાવથી,

---

* જન્મથી બત્રીસ વર્ષ સુધી હિનાયુ, ૩૨ થી ૬૪ સુધી મધ્યમાયુ. અને તે પછીનું દીર્ઘાયુ કહેવાય છે.

ઘા લાગવાથી અથવા ગરમીના રોગથી, કિંવા કોઈપણ રીતે અકસ્માત વાગવાથી મર્ણ થાય છે. એકંદર મંગળ ઘણી ટુંકે વખતની બીમારીથી દેહ પાડે છે.

બુધે જો રિષ્ટ યોગ કીધો હોય તો ત્રિદોષ પીડાથી અથવા વાત વિકારાદિ રોગથી મૃત્યુ થાય છે.

જો બૃહસ્પતિ એ યોગનો ઉમાદક થયો હોય તો બરોલની ગાંઠથી, ઘસારાથી, મુખ અથવા મગજની વ્યાધિથી, ફેફસાંના દરદથી અથવા હૃદયની બીમારીથી મર્ણ નીપજે છે.

શુક્રે જો રિષ્ટયોગ ઉપન્ન કર્યો હોય તો ગોવરૂં અગર શીતળાથી અથવા લોહી બગડવાથી આયુષ્યનો અંત આવે છે.

શનિ જો રિષ્ટકર્તા થયો હોય તો ઠંડી અથવા શરદીથી, ટાઢીયા તાપથી, દમથી અથવા જલંદરથી દેહનો નાશ થાય છે. એકંદર શનિ લાંબા વખતની બીમારીથી જીંદગી ઝંપલાવે છે.

રિષ્ટ યોગ જો સૂર્યથી બન્યો હોય તો પિત્તથી અગર ગરમી વિકારથી મર્ણને શર્ણ થવાય છે.

રાહુ જો રિષ્ટ કર્તા બન્યો હોય તો વાયુ વિકારથી અગર ગોળાના દર્દથી, સર્પ અગર વિષથી અથવા સન્નિપાતથી પરલોકમાં પહોંચાય છે.

મેષ, કર્ક, તુલા અથવા મકર જાહેર મર્ણ બતાવે છે, જેમકે બંદુકથી, આગથી, રેલ્વેથી, ખુનથી વિગેરે.

વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ ભુખમરાથી, ભટકતી સ્થિતિથી, ગભરાટથી અથવા ડુબી જવાથી મર્ણ નીપજાવે છે.

મિથુન, કન્યા, ધન તથા મીન વહાણ ભાગવાથી, બંધિખાનાથી, આત્મઘાતથી અથવા પાણીની ધાસ્તીથી મર્ણ દેખાડે છે.

વળી એ રાશિઓ નીચે જણાવ્યા મુજબના દરદોથી પણ મર્ણ બતાવે છે.

મેષ, કર્ક, તુલા અથવા મકર, મુત્રાશય અગર કાળજાના દરદોથી, પેટમાં ઉત્પંન્ન થતા વ્યાધિથી અથવા મગજની બીમારીથી મર્ણ બતાવે છે.

વૃષભ, સિંહ વૃશ્ચિક તથા કુંભ હૃદયની બીમારીથી, ગુંગળાટથી, અથવા કરોડ અગર બરડાના દુઃખાવાથી આયુષ્યનો અંત આણે છે.

મિથુન, કન્યા, ધન અને મીન ક્ષયરોગથી, દમથી, જલંધરથી, આંતરડાંની બીમારીથી અથવા તાણુ અગર આંકડીથી જીંદગી સમાપ્ત કરે છે.

**સામાન્ય સમજઃ**—આઠમા ભાવે જે રાશિ હોય અથવા રિષ્ટ કરનાર ગ્રહ જે રાશિમાં હોય તે રાશિના ઉપર જણાવ્યા મુજબના નિમિત્તથી મર્ણ નીપજે છે.

જન્મકુંડળીમાં શનિ ચોથે, ચંદ્ર સાતમે અને મંગળ દશમે હોય તો તે માણસ કુવામાં પડી મૃત્યુ પામશે.

પાપગ્રહોથી જોવાયલા ચંદ્ર સૂર્ય કન્યા રાશિના હોય તો પોતાનાજ માણસથી મૃત્યુ થશે એમ જાણવું.

દ્વિભાવ રાશિનું લગ્ન હોય અને ત્યાં સૂર્ય ચંદ્ર બંને રહેલા હોય તો તે માણસ પાણીમાં ડુબવાથી મરણ પામશે.

ચંદ્ર મકર રાશિનો અને શનિ કર્ક રાશિનો હોય તો જલંદરના રોગથી મરણ થાય.

ચંદ્ર ચોથા, છઠ્ઠા, આઠમા અગર બારમા ભાવે રહેલો હોય અને અષ્ટમેશ આઠમેજ પાપગ્રહની કર્તરીવાળો હોય તો સમુદ્રમાં પડવાથી મરણ થાય.

લગ્નેશ કેંદ્રમાં પાપગ્રહની કર્તરીવાળો હોય અને કોઈપણ પાપગ્રહ આઠમે ભાવે રહેલો હોય તો આત્મઘાતથી મરણ થાય.

મંગળ ગુરૂ દશમે હોય અને સૂર્ય સાતમે હોય તો કુતરાના કરડવાથી મૃત્યુ થાય.

લગ્નપતિ યુક્ત સૂર્ય શનિની રાશિમાં હોય તો વીજળીથી મરણ નીપજશે એમ જાણવું.

ભાગ્યાધિપતિ લગ્ને હોય તો તીર્થમાં મરણ થાય.

મંગળ બુધ આઠમા સ્થાનમાં હોય તો કેદખાનામાં મૃત્યુ થાય.

મંગળ ચોથે અને સૂર્ય દશમે હોય તો વાહન પડવાથી મરણ નીપજે.

મીન રાશિમાં સૂર્ય ચંદ્ર સાથે હોય તો પાણીમાં મૃત્યુ જાણવું.

છઠ્ઠે આઠમે ચંદ્ર બુધ હોય તો ઝેરથી મૃત્યુ થશે.

અષ્ટમેશ તથા લગ્નેશ શનિ સહિત ત્રિકસ્થાનમાં હોય તો ઝેરથી મૃત્યુ જાણવું.

લગ્નપતિ તથા અષ્ટમેશ રાહુ અગર કેતુ સહિત ત્રિકસ્થાનમાં હોય તો ગળે ફાંસો ખાઇ મૃત્યુ પામશે.

શનિ દશમા સ્થાનમાં રહી ચોથા ભાવે રહેલા સૂર્યને જોતો હોય તો મકાને ચડવાથી અગર ઉંચેથી પડવાથી મરણ થશે.

---

## સ્ત્રીની જન્મકુંડળી વિષે વિચાર.

પુરૂષની તેમજ સ્ત્રીની કુંડળી જોવાની રીત લગભગ એક સરખી છે, પરંતુ જે જે સ્થળે કંઇ તફાવત છે તે વિષે તે સ્થળે દર્શાવવામાં આવ્યું છે અને વિશેષ અત્રે જણાવીયે છીયેઃ—

સ્ત્રીયોનું શરીરનું સુખ, લગ્ન અને ચંદ્રમાથી જોવું, કારણ કે ચંદ્રમાને પ્રાણ તરીકે ગણેલો છે. સૌભાગ્ય સાતમા ભાવથી અને વૈધવ્ય આઠમા ભાવથી જોવું.

સ્ત્રીની જન્મકુંડળીમાં સૂર્ય થકી સસરાનું, શુક્ર થકી સાસુનું અને સાતમા ભાવથી અથવા તેના સ્વામીથી પતિનું સુખ જોવું. એટલે સૂર્ય શુક્ર વગેરે ગ્રહો બળવાન અને સારા સંજોગમાં હશે તો શ્રેષ્ટ સુખ, મધ્યમ હોય તો મધ્યમ અને નિર્બળ હશે તો બિલકુલ સુખ ન હોય.

જો એકી રાશિમાં લગ્ન અને ચંદ્રમા હોય તો સ્ત્રી પુરૂષના સ્વભાવવાળી, બેકી રાશિમાં હોય તો સ્ત્રીઓને લાયક સ્વભાવની અને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો મિશ્ર એટલે બન્ને પંક્તિના સ્વભાવવાળી જાણવી.

પાપગ્રહની દૃષ્ટિવાળો શનિ સાતમે હોય તો વિવાહ થાય નહિ.

લગ્નમાં ચંદ્ર બુધ સાથે હોય તો સુખવાળી અને ઈર્ષાભાવવાળી જાણવી.

બુધ શુક્ર લગ્નમાં હોય તો પતિપ્રિય અને કળા કુશળતાવાળી જાણવી.

ચંદ્રમા વરખ, સિંહ, કન્યા અથવા તુલા રાશિમાં હોય તો થોડી પ્રજાવાળી જાણવી.

પાપગ્રહે જોયેલ ચંદ્ર, શુક્ર મંગળ અથવા શનિની રાશિનો જો લગ્નમાં હોય તો પોતાની મા સાથે પોતે પરપુરૂષ સાથે આશક્ત જાણવી.

સાતમા ભાવે કોઈપણ ગ્રહ ન હોય અને સાતમું ભુવન જો રવિની રાશિમાં હોય તો તેણીનો પતિ મંદ કામવાળો, ચંદ્રની રાશિમાં હોય તો કામી, મંગળની રાશિમાં હોય તો ક્રોધી, બુધની રાશિમાં હોય તો વિદ્વાન. ગુરૂની રાશિમાં હોય તો જીતેંદ્રિય, શુક્રની રાશિમાં હોય તો ભાગ્યવંત અને સ્વરૂપવાન, અને શનિની રાશિમાં હોય તો ઘરડો અને મૂર્ખ પતિ જાણવો.

સાતમા ભાવ વિષે બે કરતાં વધારે શૂભ ગ્રહો હોય, તો રાજાની માનીતી રાણી જેવી જાણવી.

સાતમે રાહુ હોય તો કુળને કલંક દેનારી જાણવી.

સાતમે કર્ક રાશિમાં સૂર્ય તથા મંગળ હોય તો જારી અથવા વ્યભિચારી જાણવી.

સાતમે ચંદ્ર, શુક્ર તથા મંગળ હોય તો પોતાના પતિની રજાથી તેણી વ્યભિચાર કરશે.

સાતમે બુધ તથા શનિ હોય તો તેણીનો પતિ નપુસક જેવો જાણવો.

સાતમે સૂર્ય હોય તો પોતાનો પતિ ત્યાગ કરશે એમ જાણવું.

સાતમા ભાવે શૂભ ગ્રહની દૃષ્ટિ વિનાનો કોઈ નિર્બળ પાપગ્રહ હોય તો પોતાનો સ્વામી ત્યાગ કરશે એમ સમજવું.

સાતમે મંગળ તથા લગ્ને ચંદ્રમા હોય તો તે સ્ત્રી વિધવા થશે.

લગ્ન તેમજ ચંદ્રથી સાતમા તથા આઠમા સ્થાનમાં પાપગ્રહો રહેલા હોય તોપણ વિધવા જાણવી.

સાતમા સ્થાનમાં પાપગ્રહની દૃષ્ટિવાળો મંગળ હોય તો બાળ વિધવા થાય.

પાપગ્રહે જોયેલ સાતમાનો સ્વામી આઠમે અને આઠમાનો સ્વામી સાતમે હોય તોપણ બાળ વિધવા થાય.

પાપગ્રહની દૃષ્ટિવાળા છઠ્ઠા તથા આઠમા ભાવના સ્વામીઓ અનુ-ક્રમે છઠ્ઠા તથા બારમા ભાવમાં પડયા હોય તોપણ બાળ વિધવા થાય.

છઠ્ઠા કે આઠમા સ્થાનને વિષે ચંદ્રમા હોય તો પોતાના પતિને નેષ્ટ ફળ થાય અથવા પોતે વિધવા થાય.

આઠમે બુધ હોય તો પ્રજા વિનાની સમજવી.

આઠમે રવિ તથા શનિ હોય તોપણ પ્રજા વિનાની જાણવી.

સાતમું ભૂવન પાપગ્રહની દૃષ્ટિવાળું હોય તથા સાતમા ભૂવનને વિષે પાપ રાશિ રહેલી હોય તોપણ પ્રજા વિનાની જાણવી.

આઠમે ગુરૂ કે શુક્ર હોય તો ગર્ભપાત થનારી પ્રજા જાણવી.

આઠમે મંગળ હોય તો છીનાળ જાણવી.

આઠમે શનિ હોય તો રોગિષ્ટ સ્વામીવાળી જાણવી.

આઠમે રવિ હોય તો ચિંતા પરિતાપ યુક્ત જાણવી.

આઠમે રાહુ હોય તો કુળના ધર્મનો નાશ કરનારી જાણવી.

સાતમે શુભ અને પાપગ્રહો ભેગા હોય તો તે સ્ત્રી પોતાના સ્વામીને છોડી બીજાના ઘરમાં જઇ રહેશે.

આઠમા ભાવે કોઇપણ પાપગ્રહ હોય અને બીજા ભાવમાં કોઈ શુભગ્રહ હોય તો પોતાના સ્વામી પછી થોડાજ વખતમાં પોતાનું મૃત્યુ થશે.

---

## જન્મકુંડળી કાઢવાની રીતિ.

બાળકના જન્મ વખત ઉપરથી પ્રથમ ઇષ્ટ ઘટી કરવી જે નીચે મુજબઃ—

બાળકનો જે વખતે જન્મ થયો હોય તેની નોંધ રાખવી. જો દિવસનો જન્મ થયો હોય તો જન્મ વખતના કલાક તથા મિનીટ-માંથી તે દીવસના સૂર્યોદયના કલાક તથા મિનીટ બાદ કરવા. બાદ કરતાં જે કલાક તથા મિનીટ શેષ રહે તેને અઢીગણા કરવા, એટલે તે ઘટી પળ આવશે, તે જન્મ સમયની ઈષ્ટ ઘટી પળ સમજવી. ક-લાકને અઢીગણા કરવાથી ઘટી થાય છે અને મિનીટને અઢીગણા

કરવાથી પળ થાય છે. જો પળને અઢીગણા કરતાં, સાઠ કરતાં વધારે થાય તો સાઠનો ભાગ લગાડી તે આંક ઘડીના આંકમાં ઉમેરી દેવો; કારણ કે ૬૦ પળની એક ઘડી થાય છે.

હવે જો જન્મ સમયના કલાકમાંથી સૂર્યોદયના કલાક બાદ ન થતા હોય તો જન્મ વખતના કલાકમાં બારનો ઉમેરો કરીને સૂર્યોદયના કલાક બાદ કરવા, અને પછીથી તેને અઢીગણા કરવા, એટલે જન્મ સમયની ઇષ્ટ ઘડી પળ આવશે.

જો કોઈ બાળકનો રાત્રિએ જન્મ થયો હોય તો જન્મ સમયના કલાક તથા મિનીટમાંથી તે દીવસના સૂર્યાસ્તના કલાક તથા મિનીટ બાદ કરવા,. બાદ ન થાય તો જન્મ વખતમાં બારનો ઉમેરો કરીને બાદ કરવા. પછી જે શેષ રહે તેને અઢીગણા કરતાં જે ઘડી પળ આવે તેને તે દીવસના દિનમાનની ઘડી તથા પળની સાથે મેળવી દેવી એટલે રાત્રિની ઇષ્ટ ઘડી તથા પળ થાય છે.

સૂર્યોદય, સૂર્યાસ્ત અને દરેક દીવસનું દિનમાન દરેક પંચાંગમાં દરેક તીથિની સામે આપેલાં હોય છે.

ઉદાહરણ—એક બાળકનો જન્મ સંવત ૧૯૬૬ ના આસો સુદ ૧ ને મંગળવારે દીવસે સહવારના મુંબઇ ટાઈમ આઠ વાગતાં થયો છે તો તે ઉપરથી ઇષ્ટ ઘડી નીચે પ્રમાણે:—

આસો શુદ ૧ ને મંગળવારે (ગુજરાતી પ્રેસના પંચાંગમાં) સૂર્યોદય ૬ કલાક ૬ મિનિટનો જણાવેલો છે. હવે એ મુંબઇ ટાઇમ હોવાથી તેમજ જન્મ પણ મુંબઈ ટાઇમ હોવાથી કંઈ પણ વધારો ઘટાડો કરવાનો રહ્યો નથી. જો જન્મ મુંબઈ ટાઇમને બદલે સ્ટાન્ડર્ડ ટાઈમ હોયતો સૂર્યોદયના કલાકમાં ૩૯ મિનીટ ઉમેરવી, ને પછીથી તે બે ટાઈમનું અંતર કાઢવું. હવે જન્મ ટાઇમ આઠ કલાક છે અને તે દીવસનો સૂર્યોદય ટાઇમ કલાક ૬–૬ મિનીટ છે, તો જન્મ વખતનાં આઠ કલાકમાંથી સૂર્યોદયના ૬–૬ બાદ જતાં બાકી કલાક ૧–૫૪ મિનીટ વધ્યા. તેને અઢીગણા કરતાં એટલે અઢીએ ગુણવાથી ઘડી ૪ અને પળ ૪૫ આવી, તે જન્મ સમયની ઇષ્ટ ઘડી પળ જાણવી.

હવે ધારો કે તે દીવસે રાત્રિના આઠ વાગતાં જન્મ છે, તો તે

દીવસના સૂર્યાસ્તના કલાક ૫–૫૪ મિનીટ જન્મ સમયના આઠ કલાકમાંથી બાદ જતાં બાકી કલાક ૨–૬ મિનિટ રહ્યાં; તેને અઢીએ ગુણતાં ઘટી ૫ અને ૧૫ પળ થયાં, તેમાં તે દીવસના દીનમાનની ઘડી ૨૯ અને ૩૨ પળ ઉમેરતાં ૩૪ ઘટી અને ૪૭ પળ થયાં તેજ જન્મની ઇષ્ટ ઘટી પળ સમજવી.

ઇષ્ટ ઘટી પળ ઉપરથી લગ્ન જાણવાની રીતિઃ—

એક દીવસ રાત્રિમાં મેષ, વૃષભ આદિ બારે રાશિઓનાં લગ્નો ભોગવાઇ જાય છે. જે રાશિનો સૂર્ય ચાલતો હોય તે રાશિનું લગ્ન સૂર્યોદય વખતે હોય છે તથા તે લગ્નથી સાતમી રાશીનું લગ્ન સૂર્યાસ્ત વખતે આવે છે. હવે જે દીવસે જે વખતનું લગ્ન કરવું હોય તે દીવસના તે સમયની સૂર્યની રાશિ તથા અંશ પંચાંગમાંથી, જોઇ કાડવા અને કેટલી રાશિ તથા કેટલા અંશ સૂર્ય ચાલેલો છે તે રાશિ તથા તેટલા અંશનો કોઠો આગળ આપેલ લગ્નપત્રમાંથી શોધી કાઢવો, ને તે કોઠામાં જે આંક હોય તે આંક જન્મ સમયની ઇષ્ટ ઘટી તથા પળ સાથે એકત્ર કરવા. એકત્ર કરતાં જો સાઠ અથવા તેથી વધારે થાય તો તેને સાઠે ભાગવા અને જે ભાજ્યાંક આવે તેને ઉપરના આંકડામાં ઉમેરવા. જો કદાચ ઉપરના આંકમાં ઉમેરતાં સાઠ કરતાં વધુ થાય તોપણ સાઠે ભાગવા અને બાકી વધેલો આંક રહેવા દેવો અને ભાજ્યાંકની જરૂર નહિ હોવાથી કાઢી નાખવો. એ મુજબ એકત્ર કરતાં જે આંક આવે તે, અને તે આંક ન હોય તો તેની આજુબાજુના મળતા આંક લગ્નપત્રના કોઠામાં જે રાશિ અને જેટલા અંશને મળતા આવે તે રાશિનું તેટલા અંશે લગ્ન જાણવું.

ઉપર જણાવ્યું છે કે જે સમયનું લગ્ન કરવું હોય તે દીવસની સૂર્યની રાશિ તથા અંશ પંચાંગમાંથી જોઇ કાઢવા, પરંતુ પંચાંગોમાં દરેક માસની પૂનમ અને અમાવાસ્યાના ગ્રહો મૂકેલા હોય છે એટલે પૂનમ અને અમાસ સુધીની એમ બે કુંડળીઓ મૂકેલી હોય છે તેથી તે દરમ્યાનમાં દરેક જુદા જુદા દીવસે અમુક ગ્રહ કેટલી રાશિ તથા કેટલા અંશ ચાલેલો હોય છે તે જાણી શકાતું નથી. તેથી નીચે જણાવ્યા મુજબ ગ્રહોની ગતિ અને દીવસના માનથી ત્રિરાશિની કલ્પ-

નાથી જે દીવસના ગ્રહોના રાશિ અંશ આપણને જોઈતાં હોય તે દીવસના, ગણતરીથી સમજી લેવા:—.

સૂર્ય—હમેશાં એક અંશ ફરે છે.

ચંદ્રમા—સવા બે દીવસમાં એક રાશી એટલે ત્રીશ અંશ ચાલે છે.

મંગળ—દોઢ દીવસે એક અંશ ભમે છે.

બુધ—એક દીવસે લગભગ બે અંશ ચાલે છે.

ગુરૂ—બાર દીવસે એક અંશ એટલે એક મહિને અઢી અંશ બદલાય છે.

શુક્ર—એક દીવસે આંશરે એક અંશ ફરે છે.

શનિ—એક મહિને એટલે ત્રીશ દીવસે એક અશ બદલાયે છે.

રાહુ—અઢાર દીવસે એક અંશ પાછો હઠે છે, કારણકે રાહુની ગત્તિ અવળી છે.

જો ગ્રહની ગતિ ૬૦ હોય તો તે ગ્રહ એક દીવસે એક અંશ ચાલે છે, તેથી તે હિસાબે ગતિ ઉપર વિચાર કરવો.

જો અમાસ પછીનો જન્મ હોય અને ગ્રહ માર્ગી+ હોય તો અમાવાસ્યાના ગ્રહોના કોષ્ટકમાં ઉમેરો કરવો અને જો અમાસ પહેલાં હોય તો ઘટાડો કરવો.

અમાસ પછીના સાત દીવસ એટલે જો શુદ ૭ સુધીનો ઈષ્ટકાળ હોય તો ઉમેરો કરવો, અને સાતમ પછીથી હોય તો અમાસના ભાગપત્ર-કોષ્ટકમાં ઘટાડો કરવો અન પછી આવતી પૂનમનું ગ-ણિત લેવું. જો ગ્રહ વક્રી હોય તો વધારો કરવાને બદલે ઘટાડો અને ઘટાડાને બદલે વધારો કરવો.

આ દાખલામાં આસો શુદી ૧ નો જન્મ છે, એટલે ભાદ્રવા વદી અમાવાસ્યા પછીનો એટલે બીજેજ દીવસે જન્મ છે. ત્યારે પંચાંગમાં જોતાં ભાદ્રવા વદી અમાસને દીને સહવારે સૂર્ય કન્યા રાશીનો ૧૫ અંશ ૫૯ કળાનો ( અમાવાસ્યાના કોષ્ટકમાં જુઓ ) એટલે ૧૬ અંશે હતો. (બે . ત્રણ કળા ઓછી વધતી હોય તો તેનો બાધ નથી.) હવે બીજે દીવસે જન્મ હોવાથી ફક્ત એકજ દીવસનો ઉમેરો કરવાનો છે તે મુજબ, એક અંશનો વધારો કરતાં કન્યાનો સૂર્ય ૧૭ અંશે થયો.

---

+ જે ગ્રહ રોજ રોજ પોતાની રાશિ, અંશ, કળામાં ,વધતો જાય છે તે માર્ગી અથવા માર્ગ ગતિનો કહેવાય છે અને જે પોતાની ગતિમા રોજરોજ ઘટતો જાય તે વક્રી અથવા વક્ર ગતિનો કહેવાય છે.

# ૨૩ અયનાંશનું લગ્ન પત્ર.

(મુંબઇના વર્તારા પ્રમાણે)

જે દીવસનું લગ્ન કહાડવું હોય તે દીવસે સૂર્ય કેટલી રાશિ તથા અંશ ચાલેલો છે તે નક્કી કરવું. પછી આ લગ્ન પત્રમાંથી તેટલી રાશિ અને તેટલા અંશ જોઇ કાઢી તે ખાના મધ્યે જે આંક હોય તે જુદા માડવા. પછી ઇષ્ટકાળની ઘડી પળને તે આંકમાં ઉમેરતાં જે સરવાળો આવે તે આંકનું ખાનું આ કોઠામાંથી જોઇ કાઢીને તેની જે રાશી તથા અંશ હોય તેટલા અંશનું લગ્ન જાણવું.

| અંશ. | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ. | ૩<br>૧ | ૩<br>૯ | ૩<br>૧૭ | ૩<br>૨૫ | ૩<br>૩૩ | ૩<br>૪૧ | ૩<br>૪૯ | ૩<br>૫૭ | ૪<br>૫ | ૪<br>૧૪ | ૪<br>૨૩ | ૪<br>૩૨ | ૪<br>૪૧ | ૪<br>૫૦ | ૪<br>૫૯ |
| વૃષભ. | ૭<br>૨૦ | ૭<br>૨૯ | ૭<br>૩૮ | ૭<br>૪૭ | ૭<br>૫૬ | ૮<br>૫ | ૮<br>૧૪ | ૮<br>૨૩ | ૮<br>૩૩ | ૮<br>૪૩ | ૮<br>૫૩ | ૯<br>૪ | ૯<br>૧૪ | ૯<br>૨૪ | ૯<br>૩૪ |
| મીથુન. | ૧૨<br>૧૯ | ૧૨<br>૩૦ | ૧૨<br>૪૦ | ૧૨<br>૫૦ | ૧૩<br>૧ | ૧૩<br>૧૧ | ૧૩<br>૨૧ | ૧૩<br>૩૨ | ૧૩<br>૪૩ | ૧૩<br>૫૪ | ૧૪<br>૫ | ૧૪<br>૧૬ | ૧૪<br>૨૮ | ૧૪<br>૩૯ | ૧૪<br>૫૦ |
| કર્ક. | ૧૭<br>૫૦ | ૧૮<br>૧ | ૧૮<br>૧૨ | ૧૮<br>૨૪ | ૧૮<br>૩૫ | ૧૮<br>૪૬ | ૧૮<br>૫૭ | ૧૯<br>૯ | ૧૯<br>૨૦ | ૧૯<br>૩૧ | ૧૯<br>૪૨ | ૧૯<br>૫૩ | ૨૦<br>૪ | ૨૦<br>૧૫ | ૨૦<br>૨૬ |
| સીંહ. | ૨૩<br>૨૩ | ૨૩<br>૩૪ | ૨૩<br>૪૫ | ૨૩<br>૫૬ | ૨૪<br>૭ | ૨૪<br>૧૮ | ૨૪<br>૨૯ | ૨૪<br>૪૧ | ૨૪<br>૫૧ | ૨૫<br>૨ | ૨૫<br>૧૨ | ૨૫<br>૨૩ | ૨૫<br>૩૪ | ૨૫<br>૪૪ | ૨૫<br>૫૫ |
| કન્યા. | ૨૮<br>૪૫ | ૨૮<br>૫૬ | ૨૯<br>૬ | ૨૯<br>૧૭ | ૨૯<br>૨૮ | ૨૯<br>૩૮ | ૨૯<br>૪૯ | ૩૦<br>૦ | ૩૦<br>૧૦ | ૩૦<br>૨૧ | ૩૦<br>૩૧ | ૩૦<br>૪૨ | ૩૦<br>૫૩ | ૩૧<br>૩ | ૩૧<br>૧૪ |
| તુલા. | ૩૪<br>૪ | ૩૪<br>૧૫ | ૩૪<br>૨૫ | ૩૪<br>૩૬ | ૩૪<br>૪૭ | ૩૪<br>૫૭ | ૩૫<br>૮ | ૩૫<br>૧૯ | ૩૫<br>૩૦ | ૩૫<br>૪૧ | ૩૫<br>૫૨ | ૩૬<br>૩ | ૩૬<br>૧૪ | ૩૬<br>૨૫ | ૩૬<br>૩૬ |
| વૃશ્ચીક. | ૩૯<br>૩૩ | ૩૯<br>૪૪ | ૩૯<br>૫૫ | ૪૦<br>૬ | ૪૦<br>૧૭ | ૪૦<br>૨૮ | ૪૦<br>૩૯ | ૪૦<br>૫૧ | ૪૧<br>૨ | ૪૧<br>૧૩ | ૪૧<br>૨૪ | ૪૧<br>૩૫ | ૪૧<br>૪૭ | ૪૧<br>૫૮ | ૪૨<br>૯ |
| ધન. | ૪૫<br>૯ | ૪૫<br>૨૦ | ૪૫<br>૩૧ | ૪૫<br>૪૩ | ૪૫<br>૫૪ | ૪૬<br>૫ | ૪૬<br>૧૬ | ૪૬<br>૨૮ | ૪૬<br>૩૮ | ૪૬<br>૪૮ | ૪૬<br>૫૮ | ૪૭<br>૯ | ૪૭<br>૧૯ | ૪૭<br>૨૯ | ૪૭<br>૪૦ |
| મકર. | ૫૦<br>૨૪ | ૫૦<br>૩૫ | ૫૦<br>૪૫ | ૫૦<br>૫૫ | ૫૧<br>૬ | ૫૧<br>૧૬ | ૫૧<br>૨૬ | ૫૧<br>૩૭ | ૫૧<br>૪૭ | ૫૧<br>૫૮ | ૫૨<br>૩ | ૫૨<br>૧૨ | ૫૨<br>૨૧ | ૫૨<br>૩૦ | ૫૨<br>૩૯ |
| કુંભ. | ૫૫<br>૦ | ૫૫<br>૯ | ૫૫<br>૧૮ | ૫૫<br>૨૭ | ૫૫<br>૩૬ | ૫૫<br>૪૫ | ૫૫<br>૫૪ | ૫૬<br>૩ | ૫૬<br>૧૦ | ૫૬<br>૧૮ | ૫૬<br>૨૬ | ૫૬<br>૩૪ | ૫૬<br>૪૨ | ૫૬<br>૫૦ | ૫૬<br>૫૮ |
| મીન. | ૫૯<br>૪ | ૫૯<br>૧૨ | ૫૯<br>૨૦ | ૫૯<br>૨૮ | ૫૯<br>૩૬ | ૫૯<br>૪૪ | ૫૯<br>૫૨ | ૦<br>૦ | ૦<br>૭ | ૦<br>૧૫ | ૦<br>૨૩ | ૦<br>૩૧ | ૦<br>૪૦ | ૦<br>૪૭ | ૦<br>૫૫ |

| અંશ. | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ. | ૫<br>૭ | ૫<br>૧૬ | ૫<br>૨૫ | ૫<br>૩૪ | ૫<br>૪૩ | ૫<br>૫૨ | ૬<br>૧ | ૬<br>૧૦ | ૬<br>૧૮ | ૬<br>૨૭ | ૬<br>૩૬ | ૬<br>૪૫ | ૬<br>૫૪ | ૭<br>૩ | ૭<br>૧૨ |
| વૃષભ. | ૯<br>૪૫ | ૯<br>૫૫ | ૧૦<br>૬ | ૧૦<br>૧૬ | ૧૦<br>૨૬ | ૧૦<br>૩૬ | ૧૦<br>૪૭ | ૧૦<br>૫૭ | ૧૧<br>૭ | ૧૧<br>૧૮ | ૧૧<br>૨૮ | ૧૧<br>૩૮ | ૧૧<br>૪૯ | ૧૧<br>૫૯ | ૧૨<br>૯ |
| મીથુન. | ૧૫<br>૧ | ૧૫<br>૧૩ | ૧૫<br>૨૪ | ૧૫<br>૩૫ | ૧૫<br>૪૬ | ૧૫<br>૫૮ | ૧૬<br>૯ | ૧૬<br>૨૦ | ૧૬<br>૩૧ | ૧૬<br>૪૨ | ૧૬<br>૫૪ | ૧૭<br>૫ | ૧૭<br>૧૬ | ૧૭<br>૨૭ | ૧૭<br>૩૯ |
| કર્ક. | ૨૦<br>૩૭ | ૨૦<br>૪૮ | ૨૦<br>૫૯ | ૨૧<br>૧૦ | ૨૧<br>૨૧ | ૨૧<br>૩૨ | ૨૧<br>૪૩ | ૨૧<br>૫૫ | ૨૨<br>૬ | ૨૨<br>૧૭ | ૨૨<br>૨૮ | ૨૨<br>૩૯ | ૨૨<br>૫૦ | ૨૩<br>૧ | ૨૩<br>૧૨ |
| સીંહ. | ૨૬<br>૬ | ૨૬<br>૧૬ | ૨૬<br>૨૭ | ૨૬<br>૩૭ | ૨૬<br>૪૮ | ૨૬<br>૫૯ | ૨૭<br>૯ | ૨૭<br>૨૦ | ૨૭<br>૩૧ | ૨૭<br>૪૧ | ૨૭<br>૫૨ | ૨૮<br>૩ | ૨૮<br>૧૩ | ૨૮<br>૨૪ | ૨૮<br>૩૪ |
| કન્યા. | ૩૧<br>૨૫ | ૩૧<br>૩૫ | ૩૧<br>૪૬ | ૩૧<br>૫૬ | ૩૨<br>૭ | ૩૨<br>૧૮ | ૩૨<br>૨૮ | ૩૨<br>૩૯ | ૩૨<br>૫૦ | ૩૩<br>૦ | ૩૩<br>૧૧ | ૩૩<br>૨૨ | ૩૩<br>૩૨ | ૩૩<br>૪૩ | ૩૩<br>૫૩ |
| તુલા. | ૩૬<br>૪૭ | ૩૬<br>૫૮ | ૩૭<br>૯ | ૩૭<br>૨૦ | ૩૭<br>૩૧ | ૩૭<br>૪૨ | ૩૭<br>૫૩ | ૩૮<br>૫ | ૩૮<br>૧૬ | ૩૮<br>૨૭ | ૩૮<br>૩૮ | ૩૮<br>૪૯ | ૩૯<br>૦ | ૩૯<br>૧૧ | ૩૯<br>૨૨ |
| વૃશ્ચીક. | ૪૨<br>૨૦ | ૪૨<br>૩૨ | ૪૨<br>૪૩ | ૪૨<br>૫૪ | ૪૩<br>૫ | ૪૩<br>૧૭ | ૪૩<br>૨૮ | ૪૩<br>૩૯ | ૪૩<br>૫૦ | ૪૪<br>૧ | ૪૪<br>૧૩ | ૪૪<br>૨૪ | ૪૪<br>૩૫ | ૪૪<br>૪૬ | ૪૪<br>૫૮ |
| ધન. | ૪૭<br>૫૦ | ૪૮<br>૦ | ૪૮<br>૧૧ | ૪૮<br>૨૧ | ૪૮<br>૩૧ | ૪૮<br>૪૧ | ૪૮<br>૫૨ | ૪૯<br>૨ | ૪૯<br>૧૨ | ૪૯<br>૨૩ | ૪૯<br>૩૩ | ૪૯<br>૪૩ | ૪૯<br>૫૪ | ૫૦<br>૪ | ૫૦<br>૧૪ |
| મકર. | ૫૨<br>૪૯ | ૫૨<br>૫૯ | ૫૩<br>૫ | ૫૩<br>૧૪ | ૫૩<br>૨૩ | ૫૩<br>૩૨ | ૫૩<br>૪૧ | ૫૩<br>૫૦ | ૫૩<br>૫૮ | ૫૪<br>૭ | ૫૪<br>૧૬ | ૫૪<br>૨૫ | ૫૪<br>૩૪ | ૫૪<br>૪૩ | ૫૪<br>૫૨ |
| કુંભ. | ૫૭<br>૬ | ૫૭<br>૧૪ | ૫૭<br>૨૨ | ૫૭<br>૨૯ | ૫૭<br>૩૭ | ૫૭<br>૪૫ | ૫૭<br>૫૩ | ૫૮<br>૧ | ૫૮<br>૯ | ૫૮<br>૧૭ | ૫૮<br>૨૫ | ૫૮<br>૩૩ | ૫૮<br>૪૧ | ૫૮<br>૪૮ | ૫૮<br>૫૬ |
| મીન. | ૧<br>૩ | ૧<br>૧૧ | ૧<br>૧૯ | ૧<br>૨૬ | ૧<br>૩૪ | ૧<br>૪૨ | ૧<br>૫૦ | ૧<br>૫૮ | ૨<br>૬ | ૨<br>૧૪ | ૨<br>૨૨ | ૨<br>૩૦ | ૨<br>૩૮ | ૨<br>૪૫ | ૨<br>૫૩ |

હવે સૂર્યની રાશી તથા અંશો મુજબ લગ્નપત્રમાંથી શોધી કાઢવું. પાછળના પાનામાં લગ્નપત્રના કોઠામાં ઉપરની બાજુથી એટલે છેક ઉપરની લીટીમાં જેમાં ૧ થી ૨૯ સુધીના આંક–અંશો મૂકેલા છે તેમાં ૧૭ ના આંક વાળું ખાનું જુઓ અને બીજી બાજુ જેમાં બાર રાશિઓ જણાવી છે તેમાં કન્યા રાશિ વાળી લીટી તપાસો એટલે ૧૭ ના ખાનામાં જ્યાં કન્યા રાશિ વાળી લીટી ભેગી થતી હોય (જ્યાં બંને આંક મળતા હોય.) તે ખાનાનો આંકડો જુઓ. તે આંક ૩૧–૪૬ છે. તેને જન્મની ઘટી ૪ અને ૪૫ પળમાં ઉમેરતાં સરવાળો ૩૫–૯૧ આવ્યો. હવે ૯૧ નો આંક સાઠ કરતાં વધારે હોવાથી તેને સાઠનો ભાગ લઈ ઉપર ચઢાવતાં ૩૬–૩૧ આવ્યા. હવે ધારો કે અત્રે ૩૬ ના બદલે ૬૦ કરતાં વધુ આંક હોય તો તેને પણ ૬૦ નો ભાગ લેવો, એટલે ૩૬ ને બદલે ૬૫ હોય તો ૬૦ નો ભાગ લઈ તેને જતો કરવો અને બાકી ૫–૩૧ ને કાયમ રાખવા, પરંતુ આ દાખલામાં ઉપર જણાવ્યા મુજબ ૩૬–૩૧ નો આંક આવેલ છે, તેને લગ્ન પત્રના કોઠામાંથી શોધી કાઢવું તે જુઓ. તુલા રાશિની લીટીમાં ૧૪ અંશના ખાનામાં છે. જો કે ૧૪ અંશના ખાનામાં ૩૬–૩૧ નથી પણ ૩૬–૩૬ છે. ઉપર જણાવવામાં આવ્યું છે કે તે આંક ન હોય તો તેને મળતો આંક શોધી કાઢવો. તે પ્રમાણે ૧૪ અંશના ખાનામાં સમાવેશ થાય છે, માટે તે મુજબ તુલા રાશિના ૧૪ અંશ આવ્યા તે લગ્ન કહેવાય છે, એટલે તુલા રાશિના ૧૪ અંશે લગ્ન આવ્યું એમ સમજવું.

ઉપર મુજબ લગ્નની રાશિ મૂકી કુંડળી કાઢવી તે નીચે મુજબઃ–

जन्मांग १४

૮ ૬
૯ ૭ ૫
૧૦ ૪
૧૧ ૧ ૩
૧૨ ૨

લગ્નની રાશિ તુલા આવી તે સાતમી રાશિ છે, એટલે ૭ નો આંક મૂકી અનુક્રમે બીજા આંકડા ગોઠવી દેવા.

તુલા રાશિ ૧૪ અંશે છે તેથી જન્માંગ ૧૪ અંશ કરી મૂકયા છે, એટલે ચૌદ અંશે લગ્ન ભોગવાઈ ગયું છે એમ સમજવું. હવે જ્યાંથી ૭ નો આંક શરૂ થાય છે ત્યાંથીજ લગ્ન સ્થાન એટલે પ્રથમ સ્થાન શરૂ થાય છે અને તે પછી અનુક્રમે બીજું, ત્રીજું, ચોથુ એ પ્રમાણે બારે સ્થાન સમજી લેવાં.

હવે કુંડળી આ પ્રમાણે કાઢી અમાવાસ્યાને બીજે દિવસે જન્મ હોવાથી, ભાદ્રપદ અમાવાસ્યાના કોઠામાં જે રાશિ અંશ મૂકેલા છે તેમાં ગ્રહની ગતિમાં એક દીવસનો ઉમેરો કરીને ગ્રહ મૂકવાના છે.

**સંવત ૧૯૬૬ ના ભાદરવા વદિ ૩૦ નો ભાગ પત્ર.**

| નવેગ્રહો. | રવિ. | ચંદ્ર. | મળગ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | રાહુ. | કેતુ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહોની રાશી. | કન્યા. | કન્યા. | કન્યા. | કન્યા. | તુલા. | કન્યા. | મેષ. | મેષ. | તુલા. |
| અંશ. | ૧૫ | ૧૨ | ૧૩ | ૨ | ૧ | ૩ | ૧૧ | ૨૮ | ૨૮ |
| કળા. | ૫૯ | ૩૯ | ૧૩ | ૧૫ | ૬ | ૧૫ | ૪૬ | ૩૮ | ૩૮ |
| વિકળા. | ૧ | ૩૫ | ૩૦ | ૦ | ૫૯ | ૨૮ | ૨૬ | ૪૯ | ૪૯ |
| ગતિ. | ૫૯ | ૭૫૧ | ૩૮ | ૯ | ૧૧ | ૭૩ | ૩ વ | ૩ | ૩ |
| | ૧૧ | ૫ | ૧૪ | ૮ | ૫૨ | ૪૪ | ૪૪ | ૧૧ | ૧૧ |

ઉપરના કોઠામાં જોતાં જણાશે કે રવિ કન્યા રાશિનો ( બે ત્રણ કળા ઓછી વધતી હોય તો બાધ નથી. ) ૧૬ અંશે છે, તેમાં સૂર્ય હમેશાં એક અંશ ફરે છે તે મુજબ એક દિવસનો વધારો એટલે એક અંશનો વધારો કર્યો એટલે સૂર્ય કન્યાનો ૧૭ અંશે થયો. કળા વિકળાની જરૂર નથી.

ચંદ્રમા સવા બે દિવસમાં એક રાશિ એટલે ૩૦ અંશ ફરી વળે છે તે મુજબ એક દીવસે લગભગ ૧૪ અંશ ચાલે. ઉપરના કોઠામાં ચંદ્રમા કન્યાનો ૧૨ અંશે છે તેમાં એક દિવસનો વધારો એટલે ૧૪ અંશ ઉમેરતાં ૨૬ અંશ થયા તો કન્યાનો ચંદ્રમા ૨૬ અંશે થયો.

બીજી રીતે ગણતાં ચંદ્રમા દરેક ઘટીએ ૮૦૦ વિકળા એટલે ૧૩ કળા ને ૨૦ વિકળા ચાલે છે. ચંદ્રમા તો દરેક દિવસના કોઠામાં ઘટી પળ સાથે દરેક પંચાંગમાં જણાવેલ હોય છે તો પંચાંગમાં તે દીવસના કોઠામાં જોતાં ૨૪ ઘટી સુધી ચંદ્રમા કન્યા રાશિનો છે. હવે અત્રે જન્મ કાળ–ઇષ્ટ ઘટી તો ૪ અને ૪૫ પળ છે તેથી લગભગ ઓગણીસ ઘટીનો ચંદ્રમા ઓછો રહ્યો. હવે ચંદ્ર એક ઘટીએ ૧૩ કળા ને ૨૦ વિકળા ચાલે છે, તે મુજબ દર પંદર ઘટીએ એક પાદ એટલે ૩ અંશ ને ૨૦ કળા ચાલે છે. પંદર ઘટીનો એક પાદ

તો ઓગણીસ ઘટીનો સવા પાદ અને એક પાદના ૩ અંશ ૨૦ કળા તો સવા પાદના સુમારે ૪ અંશ થયા તે પ્રમાણે ચંદ્રમા આશરે ચાર અંશે બાકી રહ્યો છે, એટલે કન્યાનો ૨૬ અંશે થયો છે.

મંગળ કન્યાનો ૧૩ અંશ કોઠામાં છે. તે દોઢ દીવસે લગભગ એક અંશ ચાલે છે તેથી તેમાં એક અંશનો વધારો કરતાં ૧૪ અંશ થયા.

બુધની ગતિ ઘણીજ ધીમી એટલે કોઠામાં જણાવ્યા મુજબ ૯ હોવાથી વધારો થઇ શકતો નથી; કારણ કે ગતિ ૬૦ કરતાં ઘણીજ ઓછી હોવાથી તે વધુ ચાલી શકતો નથી.

ગુરૂ બાર દીવસે એક અંશ ચાલતો હોવાથી કંઇ પણ વધારો થતો નથી.

શુક્ર એક દીવસે લગભગ એક અંશ ચાલતો હોવાથી તેમાં એક અંશનો વધારો કરતાં કન્યાના ૪ અંશે થયો.

શનિ, રાહુ કેતુની ગતિમાં કંઈ પણ વધારો કરવાનો નથી, એટલે તેઓ જેમના તેમ ગોઠવી દેવાના છે.

ઉપર મુજબ એક દીવસનો વધારો કરીને ગ્રહ મૂકીએ તો નીચે પ્રમાણે:—

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | રાહુ. | કેતુ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૫ | ૫ | ૫ | ૬ | ૫ | ૦ | ૦ | ૬ |
| ૧૭ | ૨૬ | ૧૪ | ૨ | ૧ | ૪ | ૧૧ | ૨૮ | ૨૮ |

સૂર્ય ૫–૧૭ મૂકયો એટલે પાંચમી રાશિ પૂરી થઈ, ને છઠ્ઠી કન્યા રાશિના ૧૭ અંશે છે. એ પ્રમાણે જે જે આંક ઉપર મૂકયા છે તે તે રાશિઓ પૂરી થઇ ને તે પછીની રાશિના, નીચેના અંશો જાણવા. હવે શનિ માટે ૦–૧૧, મૂકયા છે તો તેને માટે એમ સમજવું કે બારમી રાશિ પૂરી થઇ અને મેષના ૧૧ અંશે છે.

હવે પ્રથમની કુંડળીમાં ગ્રહો ગોઠવીએ તો કુંડળી નીચે મુજબ:–

र चं मं
लग्न बु ६ शु
८ ९ ७ ५
गु के
१० ४
रा
११ १ ३
श
१२ २

રવિ, પાંચ રાશિ પૂરી કરી છઠ્ઠીમાં ગયો તેથી કન્યા રાશિના ખાનામાં એટલે ૬ ના આંકમાં મૂકયો. ચંદ્ર, મંગળ, બુધ અને શુક્ર પણ પાંચ રાશિ પૂરી કરી છઠ્ઠી રાશિમાં આવ્યા તેથી તેમને પણ ૬ ના આંકમાં ગોઠવ્યા. ગુરૂ, કેતુ, કન્યા રાશિ પૂરી કરી સાતમીમાં આવ્યા તેથી ૭ ના આંકમાં બેસાડયા. શનિ રાહુ બારમી રાશિ પૂરી કરી પહેલીમાં આવ્યા એટલે એકના આંકમાં મૂકયા. એ પ્રમાણે જન્મકુંડળી તૈયાર થઈ.

## ચલિત કુંડળી કરવાની સહેલી રીત.

હવે ભાવનું ગણિત કઠણ હોવાથી અત્રે તે આપ્યું નથી, પણ સામાન્ય રીતે દરેક ભાવ ૩૦ અંશનો છે, એમ માની મ્હોંઢેથી ચળીત કુંડળી કરવાની રીત એવી છે કે લગ્નના જેટલા અંશ હોય તેનાથી ૧૫ અંશ કરતાં ગ્રહ વધારે હોય તો તે આગળના એટલે તે પછીના સ્થાનમાં જાય છે, અને લગ્નના અંશથી ૧૫ અંશ કરતાં ઓછા હોય તો પાછલા ભાવમાં જાય છે; તે મુજબ આ દાખલામાં લગ્ન ૧૭ અંશનું છે તે ઉપરથી ચલિત કુંડળી નીચે મુજબઃ—

ચલિત કુંડળી.

र चं मं
गु ६ शु
८ ९ ७ ५
के बु
१० ४
११ १ ३
श रा
१२ २

હવે પ્રથમ મૂકેલા ગ્રહોના રાશિ નીચેના અંશો જોતાં જણાય છે કે ગુરૂ તુલા રાશિનો એક અંશે છે. હવે અત્રે લગ્ન સત્તર અંશનું છે તો લગ્નના અંશથી પંદર અંશ કરતાં પણ વધારે ઓછો છે તેથી તેને પાછલા સ્થાનમાં એટલે બારમા સ્થાનમાં મૂકયો. તેવીજ રીતે બુધ પણ લગ્નના અંશથી પંદર

અંશ કરતાં વધારે ઓછો હોવાથી તેને પણ એક સ્થાન પાછળ હઠાવ્યો એટલે બારમેથી અગીઆરમે મૂક્યો. એ પ્રમાણે બુધ ગુરૂ બંને લગ્નના અંશથી પંદર કરતાં વધારે ઓછા હોવાથી ગુરૂ પહેલેથી બારમે અને બુધ બારમેથી અગીઆરમે ગયા, જ્યારે બાકીના જેમના તેમ કાયમ રહ્યા.

ચલિત કુંડળીને કેટલાકો ભાવ કુંડળી પણ કહે છે.

---

## ઇષ્ટ ઘટી ઉપરથી દશા કાઢવાની રીતિ.

જોશી લોકો ચંદ્રમા સ્પષ્ટ કરી દશા કાઢે છે તે બરાબર અને સૂક્ષ્મ છે; પણ તે સામાન્ય લોકોને ઉપયોગી થઈ શકવામાં મુશ્કેલ છે, માટે અત્રે સ્થૂળ રીતિ જણાવીએ છીએ.

જન્મ દિવસે નક્ષત્ર કેટલું છે, ઈષ્ટિકાળ વખતે નક્ષત્ર કેટલું ગયું છે ને કેટલું બાકી છે, તે ઉપરથી સહેલાઇથી નીકળી શકે છે.

આ દાખલામાં તે દિવસે ચિત્રા નક્ષત્ર ૫૭ ઘડી ને ૨૦ પળ છે ને ઈષ્ટિકાળ ઘડી ૪ ને ૪૫ પળ છેઃ—

| ઈષ્ટ ઘટી. | નક્ષત્ર ઘટી. | બંને વચ્ચે અંતર. |
|---|---|---|
| ૪ | ૫૭ | ૫૨ |
| ૪૫ | ૨૦ | ૩૫ |

ઉપર મુજબ બંને વચ્ચે ૫૨ ઘટી અને ૩૫ પળનું અંતર છે. હવે જો બંને વચ્ચેનું અંતર ૩૦ કરતાં વધારે હોય તો પાછલા નક્ષત્રની સાથે તેનું અંતર કાઢવું, એટલે ઇષ્ટ કાળ વખતે તે ચાલતું નક્ષત્ર કેટલું ગયું તે સમજાશે, જેમકેઃ—

જન્મ દિવસે ચિત્રા નક્ષત્ર છે તો પાછલું નક્ષત્ર એટલે ભાદરવા વદી અમાસને દીને હસ્ત નક્ષત્ર ઘટી ૫૧ ને ૫૪ પળ છે તેને આખા દીવસની ૬૦ ઘટીમાંથી બાદ કરતાં ઘટી ૮ ને પળ ૬ રહી, તેટલું તે દીવસે ચિત્રા નક્ષત્ર ભોગવ્યું. હવે ઇષ્ટ કાળ ઘટી ૪–૪૫ છે, તેને ઘટી ૮–૬ ઉમેરતાં ઘટી ૧૨ ને પળ ૫૧ આવી. તે ઇષ્ટકાળ વખતે ચિત્રા નક્ષત્રની ભોગવેલી ઘટી પળ સમજવી.

હવે એ ભુક્ત ઘટી ૧૨—૫૧ ઉપરથીજ કયી દશા ચાલે છે ને કેટલી ગઇ છે તે નીચે જણાવેલા ( અષ્ટોત્તરી ) જન્મકાળની મહાદશા કોઠા ઉપરથી સહેલાઇથી નીકળી શકશે.

| ગ્રહ. | રવિ. | ચંદ્ર | મગળ. | બુધ | શનિ. | ગુરૂ. | રાહુ. | શુક્ર. |
|---|---|---|---|---|---|---|---|---|
| ક્યાં ક્યાં નક્ષત્રમાં દશા બેસે | આર્દ્રા પુનર્વસુ પુષ્ય આશ્લેષા | મઘા પૂ૦ ફાલ્ગુની ઉ૦ ફાલ્ગુની હસ્ત | ચિત્રા સ્વાતિ વિશાખા | અનુરાધા. જ્યેષ્ઠા મૂળ પૂ. | ઉત્તરાષાઢા અભિજીત શ્રવણ | ધનિષ્ઠા શતતારા પૂ. ભાદ્રપદ | ઉત્તરાભાદ્રપદ રેવતી અશ્વિની | ભરણી કૃત્તિકા રોહિણી મૃગશીર્ષ |
| કેટલા વરસની દશા ? | ૬ | ૧૫ | ૮ | ૧૭ | ૧૦ | ૧૯ | ૧૨ | ૨૧ |
| હરેક નક્ષત્ર કેટલા વરસનું ? | ૧॥ | ૫ | ૨ | ૫—૮ માસ. | ૨॥ | ૬—૪ માસ | ૩ | ૭ |
| હરેક નક્ષત્રની એક ઘડીએ કેટલા દહાડા ઓછા થાય ? | ૯ | ૩૦ | ૧૨ | ૩૪ | ૧૫ | ૩ | ૧૮ | ૪૨ |

કોઠો જોવાની સમજ—રવિની નીચે ચાર નક્ષત્રો છે. તે રવિનાં સમજવાં, તેની નીચે ૬ છે એટલે રવિની મહાદશા ૬ વર્ષની છે, તે નીચે ૧॥ મૂકેલો છે એટલે દરેક નક્ષત્રનું દોઢ વર્ષ છે, તે નીચે ૯ છે એટલે દરેક નક્ષત્રની એક ઘડીએ ૯ દિવસ ઓછા થાય છે. એમ સમજવું. એ પ્રમાણે દરેક ગ્રહ માટે સમજી લેવું.

હવે ઉપલા દાખલામાં, બાળકનો જન્મ ચિત્રા નક્ષમાં થયો છે તો કોઠામાં જણાવ્યા મુજબ ચિત્રા નક્ષત્ર મંગળનું છે તો મંગળની મહાદશામાં બાળકનો જન્મ થયો એમ સમજવું, પરંતુ ઉપર જણાવ્યા મુજબ ચિત્રા નક્ષત્રની ૧૨ ઘટી અને ૫૧ પળ તો ભોગવાઈ ગયેલી છે તો કોઠામાં જણાવ્યા પ્રમાણે મંગળના ખાનામાં દરેક નક્ષત્રની એક ઘડીએ ૧૨ દીવસ ઓછા થાય છે. તે હિસાબે ગણુતાં ૧૨ ઘડી અને ૫૧ પળના ૧૫૪ દીવસ થયા—૫ માસ અને ૪ દીવસ થયા.

હવે ચિત્રા નક્ષત્ર એ મંગળના ચાર નક્ષત્રો પૈકી બીજું નક્ષત્ર છે તેથી મંગળના ખાનામાં જણાવ્યા પ્રમાણે દરેક નક્ષત્રનાં બે

વર્ષ જાય તે હિસાબે આગલા હસ્ત નક્ષત્રનાં બે વર્ષ ગયાં અને બીજા ચિત્રા નક્ષત્રના પાંચ માસ ચાર દીવસ ગયા. એકંદર ૨ વર્ષ ૫ માસ અને ૪ દીવસ આગલા જન્મમાં ભોગવાઇ ગયાં, તેને મંગળની મહાદશાનાં વર્ષ ૮ માંથી બાદ કરતાં ૫ વર્ષ, ૬ માસ, ૨૬ દીવસ બાકી રહ્યા તે આ જન્મમાં ભોગવવાની દશા જાણવી.

---

## જન્મકાળની મહાદશા તથા અંતરદશા વિષે.

જન્મકાળની મહાદશા એટલે બાળક કયા નક્ષત્રમાં જન્મ્યું અને તેને કયી દશા બેઠી તે વિષે ઉપર જણાવી ગયા. હવે દરેક ગ્રહોની મહાદશા અને તેનાં નક્ષત્રો, મહાદશાનું ફળ તથા મહાદશામાં અંતરદશા વિષે જણાવીયે છીયે.

**રવિની મહાદશા વર્ષ ૬ ની બેસે તેનાં નક્ષત્રો**—આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અને આશ્લેષા એ પ્રમાણે ચાર નક્ષત્રો છે, તેમાં દરેક નક્ષત્રનું ૧॥ વર્ષ એ મુજબ ચાર નક્ષત્રનાં ૭ વર્ષ થયાં. એક નક્ષત્ર ભોગવાઇ ગયેલું હોય તો દોઢ વર્ષ ઓછું થાય તે મુજબ દરેક નક્ષત્રે દોઢ વરસ અને દરેક ઘડીએ એ નવ દીવસ ઓછા થાય.

**રવિની મહાદશાનું સામાન્ય ફળ**—જીવને ઉદાસ રાખે, દ્રવ્યનો નાશ કરે, કલેશ કજીઆ કરાવે, પરદેશ કહાડે અને દેહે પીડાકારી થાય. પરંતુ જન્મકુંડલીમાં રવિ ઉચનો યા સ્વગ્રહી થઇ સારા સ્થાનમાં બેઠો હોય તો ઉપર મુજબનું ફળ નહિ આપતાં તેથી ઉલટું એટલે સ્થાનના અધિકાર પ્રમાણે ફળ આપે છે.

એજ પ્રમાણે દરેક ગ્રહનું ફળ અત્રે સામાન્યરીતે જણાવવામાં આવ્યું છે પરંતુ કોઇ પણ ગ્રહ–શુભ અથવા પાપ ગ્રહ–જન્મ કુંડલીમાં ઉંચ યા સ્વગ્રહી હોઇ શુભ સ્થાનમાં બેઠો હોય તો તેનું ફળ સ્થાનના અધિકાર પ્રમાણે સમજી લેવું. એ વિષેની વધુ સમજ–જન્મકુંડળી જોવા વિષેની સમજ–એ મથાળા નીચે છેલ્લા પાનાંમાં આપવામાં આવેલી છે.

### રવિની મહાદશામાં અંતરદશાનો કોઠો.

| ગ્રહો—રવિ | ચંદ્ર | મંગળ | બુધ | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર |
|---|---|---|---|---|---|---|---|
| વરસ ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ ૪ | ૧૦ | ૫ | ૧૧ | ૬ | ૦ | ૮ | ૨ |
| દીવસ ૦ | ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ |

**ચંદ્રની મહાદશા વર્ષ ૧૫ ની બેસે તેનાં નક્ષત્રો**—મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુની. દરેક નક્ષત્રનાં ૫ વર્ષ. એક નક્ષેત્ર ભોગવાઈ ગયેલું હોય તો ૫ વર્ષ ઓછાં થાય અને નક્ષત્રની એક ઘડીએ ૩૦ દીવસ ઓછા થાય.

**ચંદ્રની મહાદશાનું સામાન્ય ફળ**—ધનનું તથા વાહનનું સુખ મળે, દેહ સુખી રહે, બળનો વધારો થાય, સારાં ભોજન પ્રાપ્ત થાય, પોષાક તથા અલંકારનો વૈભવ મળે, સંતાન સુખ મળે અને દુશ્મનોનો નાશ થાય.

### ચંદ્રની મહાદશામાં અંતરદશાનો કોઠો.

| ગ્રહો—ચંદ્ર | મંગળ | બુધ | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર | રવિ |
|---|---|---|---|---|---|---|---|
| વરસ ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૦ |
| માસ ૧ | ૧ | ૪ | ૪ | ૭ | ૮ | ૧૧ | ૧૦ |
| દીવસ ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ |

**મંગળની મહાદશા વર્ષ ૮ ની બેસે તેનાં નક્ષત્રો**—હસ્ત, ચિત્રા, સ્વાતિ અને વિશાખા. દરેક નક્ષત્રનાં ૨ વર્ષ. દર નક્ષત્રે ૨ વર્ષ અને નક્ષત્રની દર ઘડીએ ૧૨ દીવસ ઓછા થતા જાય.

**મંગળની મહાદશાનું સામાન્ય ફળ**—શસ્ત્રપીડા, અગ્નિથી હરકત, ચિંતા, પરિતાપ અને ભય, દ્રવ્યની હાનિ, ગરમીના રોગોની પીડા અથવા પ્રદેશ ભ્રમણ થાય.

### મંગળની મહાદશામાં અંતરદશાનો કોઠો.

| ગ્રહો | મંગળ | બુધ | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર | રવિ | ચંદ્ર |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૭ | ૩ | ૮ | ૪ | ૧૦ | ૬ | ૫ | ૧ |
| દીવસ | ૩ | ૩ | ૨૬ | ૨૬ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ |
| ઘડી | ૨૦ | ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૦ |

**બુધની મહાદશા વર્ષ ૧૭ ની બેસે તેનાં નક્ષત્રો**— અનુરાધા, જયેષ્ટા અને મૂળ, દરેક નક્ષત્રનાં ૫ વરસ અને ૮ માસ. એક નક્ષત્ર ભોગવાયું હોય તો ૫ વર્ષ ૮ માસ અને નક્ષત્રની એક ઘડીએ ૩૪ દીવસ ઓછા થતા જાય.

**બુધની મહાદશાનું સામાન્ય ફળ**—સ્ત્રી સુખ વિલાસ, દ્રવ્ય પ્રાપ્તિ, સંતાનનું સુખ આપે, ધર્મશ્રદ્ધા થાય અને સઘળી વસ્તુનો લાભ કરાવે.

**બુધની મહાદશામાં અંતરદશાનો કોઠો.**

| ગ્રહો— | બુધ | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર | રવિ | ચંદ્ર | મંગળ |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૨ | ૧ | ૨ | ૧ | ૩ | ૦ | ૨ | ૧ |
| માસ | ૮ | ૬ | ૧૧ | ૧૦ | ૩ | ૧૧ | ૪ | ૩ |
| દીવસ | ૩ | ૨૬ | ૨૬ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ | ૩ |
| ઘડી | ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦ |

**શનિની મહાદશા વર્ષ ૧૦ ની બેસે તેનાં નક્ષત્રો**—પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજીત અને શ્રવણ. દરેક નક્ષત્રનાં ૨ાા વર્ષ. એક નક્ષત્ર ભોગવાય તો ૨ાા વર્ષ અને નક્ષત્રની એક ઘડી ભોગવાય તો ૧૫ દિવસ ઓછા થતા જાય.

**શનિની મહાદશાનું સામાન્ય ફળ**—શરીરમાં વાયુની ઉત્પત્તિ, પૈસા ટકાથી નુકસાન, કલેશ કજીઆની ઉત્પત્તિ, કામકાજમાં મુશ્કેલીઓ અને શત્રુઓ ઉભા થાય.

**શનિની મહાદશામાં અંતરદશાનો કોઠો.**

| ગ્રહો— | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર | રવિ | ચંદ્ર | મંગળ | બુધ |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૧૧ | ૯ | ૧ | ૧૧ | ૬ | ૪ | ૮ | ૬ |
| દીવસ | ૩ | ૩ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૬ | ૨૬ |
| ઘડી | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૪૦ |

**ગુરૂની મહાદશા વર્ષ ૧૯ ની બેસે તેનાં નક્ષત્રો**—ધનિષ્ઠા, શતતારકા અને પૂર્વાભાદ્રપદ. દરેક નક્ષત્રનાં ૬ વર્ષ અને ૪ માસ.

એક નક્ષત્ર ભોગવાય તો ૬ વર્ષ અને ૪ માસ અને નક્ષત્રની એક ઘડી ભોગવાય તો ૩૮ દહાડા ઓછા થતા જાય.

**ગુરૂની મહાદશાનું સામાન્ય ફળ**—રાજ્ય દરબારથી લાભ મળે, માન તથા આબરૂ પ્રતિષ્ઠા વધે, પુત્રનું સુખ તથા દ્રવ્યનો લાભ મળે, જમીનથી, વિદ્યા હુન્નરથી અને દવાઈના ધંધાથી ફાયદો થાય.

ગુરૂની મહાદશામાં અંતરદશાનો કોઠો.

| ગ્રહો— | ગુરૂ | રાહુ | શુક્ર | રવિ | ચંદ્ર | મંગળ | બુધ | શનિ |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૩ | ૨ | ૩ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ |
| માસ | ૪ | ૧ | ૮ | ૦ | ૭ | ૪ | ૧૧ | ૯ |
| દીવસ | ૩ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૬ | ૨૬ | ૩ |
| ઘડી | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૪૦ | ૨૦ |

**રાહુની મહાદશા વર્ષ ૧૨ બેસે તેનાં નક્ષત્રો**—ઉત્તરાભાદ્રપદ, રેવતી, અશ્વિની અને ભરણી. દરેક નક્ષત્રનાં ૩ વર્ષ. એક નક્ષત્ર ભોગવાય તો ૩ વર્ષ અને નક્ષત્રની એક ઘડી ભોગવાય તો ૧૮ દીવસ ઓછા થતા જાય.

**રાહુની મહાદશાનું સામાન્ય ફળ**—બુદ્ધિ ભ્રષ્ટ થાય, શત્રુઓથી ભય ઉત્પન્ન થાય, દ્રવ્યનો વિનાશ, શરીરે પીડા અને હરેક રીતે હરકત થાય.

રાહુની મહાદશામાં અંતરદશાનો કોઠો.

| ગ્રહો— | રાહુ | શુક્ર | રવિ | ચંદ્ર | મંગળ | બુધ | સનિ | ગુરૂ |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૨ |
| માસ | ૪ | ૪ | ૮ | ૮ | ૧૦ | ૧૦ | ૧ | ૧ |
| દીવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ |

**શુક્રની મહાદશા વર્ષ ૨૧ ની બેસે તેનાં નક્ષત્રો**—કૃતિકા, રોહિણી અને મૃગશિર્ષ. દરેક નક્ષત્રનાં ૭ વર્ષ. એક નક્ષત્ર ભોગવાય તો ૭ વર્ષ અને નક્ષત્રની એક ઘડી ભોગવાય તો ૪૨ દીવસ ઓછા થતા જાય.

**શુક્રની મહાદશાનું સામાન્ય ફળ**—આથી સુખ-વૈભવ, વેપારથી લાભ, મ્હોટા લોકોનો સમાગમ, કીર્તિનો ફેલાવો, કર્મનો ઉદય અને દરેક ધારેલું કાર્ય સિદ્ધ થાય.

**શુક્રની મહાદશામાં અંતરદશાનો કોઠો.**

| ગ્રહો— | શુક્ર | રવિ | ચંદ્ર | મંગળ | બુધ | શનિ | ગુરૂ | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| વરસ | ૪ | ૧ | ૨ | ૧ | ૩ | ૧ | ૩ | ૨ |
| માસ | ૧ | ૨ | ૧૧ | ૬ | ૩ | ૧૧ | ૮ | ૪ |
| દીવસ | ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ | ૦ |

ઉપર જણાવ્યા મુજબ અનુક્રમે દરેક ગ્રહની મહાદશા અંતરદશા બેસે છે.

---

## જન્માક્ષર લખવા માટે ઉપયોગી બાબતો.

જન્મ કુંડળી તથા ચલિત કુંડળી બનાવવાની રીતિ જણાવી ગયા પરંતુ જોશી લોકોને જ્યારે આપણે જન્માક્ષર અથવા જન્મોતરી બનાવવા આપીએ છીએ ત્યારે તેઓ જન્મકુંડળી કહાડતા પહેલાં શરૂઆતમાં શ્રી ગણેશાયનમઃ લખી એકાદ મંગળાચરણનો શ્લોક લખ્યા પછી સંવત, શક, સંવત્સર અયન, રૂતુ, માસ, પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ, ગણ વિગેરે વિગેરે લખે છે અને ત્યાર બાદ કુંડળી મૂકે છે તેથી જન્માક્ષર લખવામાં જે જે બાબતો જરૂરની છે તે તે નીચે આપીયે છીયે.

કેટલાકો જન્મકુંડળી અને જન્માક્ષર એકજ સમજે છે પરંતુ તે તેમ નથી. એકલીજ જન્મકુંડળી, અથવા જન્મકુંડળી અને ચલિતકુંડળી બંને સાથે લખતાં પહેલાં જોશી લોકો મંગળાચરણનો શ્લોક મૂકી ઉપર જણાવ્યા મુજબ જે જે બાબતો લખે છે તે સઘળા લખાણ સાથે રજુ કરેલી જન્મકુંડળી તે જન્માક્ષર કહેવાય છે. અને બીજી ઘણી કુંડળીઓ સાથે જે મ્હોટું ટીપણું વિવિધ ચિતાર સાથે ચીતરે છે તેનું નામ જન્મોતરી કહેવાય છે.

**સંવત તથા શક બાબત.**

વિક્રમનો સંવત શાલીવાહનના શક કરતાં ૧૩૫ વર્ષ અગાઉનો

છે, એટલે શાલીવાહનના શકમાં ૧૩૫ ઉમેરીએ તો વિક્રમનો સંવત આવે અને વિક્રમના સંવતમાંથી ૧૩૫ બાદ કરીએ તો શાલીવાહનનો શક આવે. વિક્રમ સંવતનું વર્ષ કાર્તક સુદ ૧ થી શરૂ થાય છે જ્યારે શાલીવાહન શકનું વર્ષ ચૈત્ર સુદ ૧ થી શરૂ થાય છે.

## સંવત્સર બાબત.

સંવત્સરો નીચે જણાવ્યા મુજબ ૬૦ છે, તે દરેક સંવત્સર એક વર્ષ રહે છે. એ પ્રમાણે ૬૦ સંવત્સર અનુક્રમે બેસે છે. અને તે સઘળા પૂરા થયા પછી પાછાં તેનાં તેજ ફરીથી શરૂ થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ પ્રભવ. | ૧૬ ચિત્રભાનુ. | ૩૧ હેમલંબ. | ૪૬ પરિધાવી. |
| ૨ વિભવ. | ૧૭ શુભાનુ. | ૩૨ વિલંબ. | ૪૭ પ્રમાદી. |
| ૩ શુક્લ. | ૧૮ તારણ. | ૩૩ વિકારી. | ૪૮ આનંદ. |
| ૪ પ્રમોદ. | ૧૯ પ્રાર્થિવ. | ૩૪ સર્વરી. | ૪૯ રાક્ષસ. |
| ૫ પ્રજાપતિ. | ૨૦ વ્યય. | ૩૫ પ્લવ. | ૫૦ નળ. |
| ૬ અંગીરા. | ૨૧ સર્વજીત. | ૩૬ શુભકૃત. | ૫૧ પીંગળ. |
| ૭ શ્રીમુખ. | ૨૨ સર્વધારી. | ૩૭ શોભનકૃત. | ૫૨ કાળ. |
| ૮ ભાવ. | ૨૩ વિરોધી. | ૩૮ ક્રોધી. | ૫૩ સિધાર્થ. |
| ૯ યુવા. | ૨૪ વિકૃત. | ૩૯ વિશ્વાવસુ. | ૫૪ રૌદ્ર. |
| ૧૦ ધાતા. | ૨૫ ખર. | ૪૦ વત્સર. | ૫૫ દુર્મતિ. |
| ૧૧ ઇશ્વર. | ૨૬ નંદન. | ૪૧ પ્લવંગ. | ૫૬ દુંદભી. |
| ૧૨ બહુધાન્ય. | ૨૭ વિજય. | ૪૨ કીલંક. | ૨૭ રૂધિરોદગારી |
| ૧૩ પ્રમાથી. | ૨૮ જય. | ૪૩ સૌમ્ય. | ૫૮ રક્તાક્ષ. |
| ૧૪ વિક્રમ. | ૨૯ મન્મથ. | ૪૪ સાધારણ. | ૫૯ ક્રોધન. |
| ૧૫ વૃષભ. | ૩૦ દુર્મુખ. | ૪૫ વિરોધી. | ૬૦ ક્ષયકૃત. |

## અયન વિષેની સમજ.

અયન બે છે. ઉત્તરાયન અને દક્ષિણાયન.

૧ મકર સંક્રાંતિથી તે મિથુન સંક્રાંતિ સુધી સૂર્યની ગતિ ઉત્તર તરફ હોય છે તેથી ઉત્તરાયનનો સૂર્ય કહેવાય છે.

૨ કર્ક સંક્રાંતિથી ધન સંક્રાંતિ સુધી સૂર્યની ગતિ દક્ષિણ તરફ હોય છે તેથી દક્ષિણાયનનો સૂર્ય કહેવાય છે.

## ૠતુ બાબત.

ઋતુ ૬ છે તેમનાં નામ પ્રથમ ભાગમાં ૨૦-૨૧ પાના ઉપર જણાવેલ છે પરંતુ તે કયાંથી કયાં સુધી હોય છે તે અત્રે જણાવીયે છીયે.

વસંત ઋતુ-ફાગણ તથા ચૈત્ર માસમાં વસંત ઋતુ રહે છે.

ગ્રીષ્મ ઋતુ-વૈશાખ તથા જયેષ્ટ માસમાં ગ્રીષ્મ ઋતુ હોય છે.

વર્ષા ઋતુ-અષાડ તથા શ્રાવણ માસમાં વર્ષા ઋતુ બેસે છે.

શરદ ઋતુ-ભાદરવો તથા આસો માસમાં શરદ ઋતુ આવે છે.

હેમંત ઋતુ-કાર્તિક તથા મૃગશીર્ષ મહિનામાં હેમંત ઋતુ શરૂ થાય છે.

શિશિર ઋતુ-પોષ તથા માહા મહિનામાં શિશિર ઋતુ ચાલુ થાય છે.

## માસ, પક્ષ, તિથિ અને વાર સંબંધી.

માસ-મહિના બાર છે તેમનાં નામ ૨૧-૨૨ પાના ઉપર જણાવેલાં છે.

પક્ષ બે છે. શુકલ પક્ષ તથા કૃષ્ણ પક્ષ, એટલે શુદ તથા વદ. શુદ એટલે અજવાળીયું અને વદ એટલે અંધારીયું.

તિથિ પંદર છે. એકમથી પૂનમ-પૂર્ણિમા સુધી. કેટલાકો અમાવાસ્યા સહિત સોળ ગણે છે પરંતુ અમાવસ્યા એ પૂનમને બદલેજ છે તેથી શુદ તથા વદના દિવસો સરખાજ છે.

વાર સાત છે તેમનાં નામ ૨૨ મા પેજ ઉપર આપેલાં છે.

નક્ષત્રો અભિજીત સાથે ૨૮ ગણાય છે તેમનાં નામ ૧૩ મા પાના ઉપર આપેલાં છે.

## યોગ બાબતની સમજ.

યોગ ૨૭ છે. દરેક યોગ લગભગ ૬૦ ઘડી સુધી રહે છે તેમનાં નામ નીચે મુજબઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ વિષ્કંભ. | ૮ ધૃતિ. | ૧૫ વજ્ર. | ૨૨ સાધ્ય. |
| ૨ પ્રીતિ. | ૯ શૂલ. | ૧૬ સિદ્ધિ. | ૨૩ શુભ. |
| ૩ આયુષ્યમાન. | ૧૦ ગંજ. | ૧૭ વ્યતિપાત. | ૨૪ શુકલ. |

| | | | |
|---|---|---|---|
| ૪ સૌભાગ્ય. | ૧૧ વૃદ્ધિ. | ૧૮ વરીયાન. | ૨૫ બ્રહ્મા. |
| ૫ શોભન. | ૧૨ ધ્રુવ. | ૧૯ પરિઘ. | ૨૬ ઐંદ્ર. |
| ૬ અતિગંડ. | ૧૩ વ્યાઘાત. | ૨૦ શિવ. | ૨૭ વૈધૃતિ. |
| ૭ સુકર્મા. | ૧૪ હર્ષણ. | ૨૧ સિદ્ધ. | |

ઉપર લખેલા યોગો પૈકી જો વ્યતિપાત અને વૈધૃતિ યોગમાં જન્મ થયો હોય તો નેષ્ટ ફળ સમજવું, પરંતુ દોષની શાંતિ કરવાથી નેષ્ટ ફળ નાશ પામે છે.

## કરણ સંબંધી સમજ.

કરણો અગીયાર છે. એક આખા દીવસમાં એટલે ચોવીશ કલાકમાં બે કરણ આવે છે. શુકલ પક્ષના પળવાની એટલે સુદ ૧ ની ત્રીશ ઘડી ગયા પછી બવ કરણ બેસે છે ને ઉપર જણાવ્યા પ્રમાણે બાર કલાક એટલે ત્રીશ ઘડી સુધી રહે છે. એટલે દરેક કરણ સામાન્ય રીતે ત્રીશ ઘડી સુધી રહે છે, તેમનાં નામ નીચે મુજબઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ બવ. | ૪ તૈતિલ. | ૭ વિષ્ટિ. | ૧૦ નાગ. |
| ૨ બાલવ. | ૫ ગર. | ૮ સકુની. | ૧૧ કિંસ્તુઘ્ન. |
| ૩ કૌલવ. | ૬ વણિજ. | ૯ ચતુષ્પદ. | |

## ગણ વિષેની સમજ.

દેવગણ, મનુષ્યગણ, અને રાક્ષસગણ, એમ ત્રણ ગણ છે.

૧ અશ્વિની. મૃગશિર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતિ, અનુરાધા, શ્રવણ અને રેવતિ, એ નવ નક્ષત્ર પૈકી કોઈ પણ નક્ષત્રમાં જન્મ થયો હોય તો દેવગણ કહેવાય છે.

૨ આર્દ્રા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, રોહિણી અને ભરણી, એ નવ નક્ષત્ર પૈકી કોઇ પણ નક્ષત્રમાં જન્મ થયો હોય તો મનુષ્યગણ કહેવાય છે.

૩ કૃતિકા, અશ્લેષા, મઘા, ચિત્રા, વિશાખા, જ્યેષ્ટા, મૂળ, ધનિષ્ટા અને શતભીષા એ નવ નક્ષત્રમાંથી કોઇ પણ નક્ષત્રમાં જન્મ થયો હોય તો રાક્ષસ ગણ કહેવાય છે.

હિંદુ કોમોમાં વિવાહ અથવા સંબંધ કરતી વખતે વરકન્યાના ગ્રહો મેળવવાનો રિવાજ હોય છે. તે એ પ્રમાણે કે જો બંનેનો એકજ ગણ આવે તો સારો મેળ રહે, અને જો એકનો દેવ ગણ અને એકનો મનુષ્ય ગણ હોય તો બંને વચ્ચે મધ્યમ મેળ રહે. પરંતુ જો એકનો દેવગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય તો બંને વચ્ચે ખટપટ થયા કરે. જો એકનો મનુષ્ય ગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય તો મનુષ્ય ગણ વાળાનું મૃત્યુ થાય એમ સમજવું.

## સંક્રાતિ વિષે સમજ.

એક વર્ષમાં બાર સંક્રાંતિ આવે છે અને દરેક સંક્રાંતિ લગભગ એક મહિના સુધી રહે છે.

૧ મેષ સંક્રાંતિ, ૨ વૃષભ સંક્રાંતિ, ૩ મિથુન સંક્રાંતિ, ૪ કર્ક સંક્રાંતિ, ૫ સિંહ સંક્રાંતિ, ૬ કન્યા સંક્રાંતિ, ૭ તુલા સંક્રાંતિ, ૮ વૃશ્ચિક સંક્રાંતિ, ૯ ધન સંક્રાંતિ, ૧૦ મકર સંક્રાંતિ, ૧૧ કુંભ સંક્રાંતિ, ૧૨ મીન સંક્રાંતિ.

હવે દરેક સંક્રાંતિ કયારે કયારે આવે છે તે વિષે:—

૧ મેષ સંક્રાંતિ ચૈત્ર મહિનામાં આવે છે.
૨ વૃષભ સંક્રાંતિ વૈશાખ મહિનામાં આવે છે.
૩ મિથુન સંક્રાંતિ જેઠ મહિનામાં આવે છે.
૪ કર્ક સંક્રાંતિ અષાડ મહિનામાં આવે છે.
૫ સિંહ સંક્રાંતિ શ્રાવણ મહિનામાં આવે છે.
૬ કન્યા સંક્રાંતિ ભાદરવા મહિનામાં આવે છે.
૭ તુલા સંક્રાંતિ આસો મહિનામાં આવે છે.
૮ વૃશ્ચિક સંક્રાંતિ કાર્તક મહિનામાં આવે છે.
૯ ધન સંક્રાંતિ માગશર મહિનામાં આવે છે.
૧૦ મકર સંક્રાંતિ પોષ મહિનામાં આવે છે.
૧૧ કુંભ સંક્રાંતિ માઘ (મહા) મહિનામાં આવે છે.
૧૨ મીન સંક્રાંતિ ફાગણ મહિનામાં આવે છે.

## અધિક માસ બાબત.

જે માસમાં સંક્રાંતિ ન આવે તે મહિનો અધિક ગણાય છે. ઉપર જણાવેલી તમામ બાબતો જન્માક્ષરમાં લખવામાં આવે છે. વિશેષમાં ગણની બાબત વિવાહ કરતી વખતે હિંદુઓમાં મેળવાય છે.

---

## જન્મકુંડળી ઉપરથી કેટલાક દાખલાઓ.

બાળકની જન્મકુંડળીમાં ચોથા સ્થાનમાં ચંદ્રમા રહ્યા હોય તો સૂતિકા એટલે બાળકને જન્મ આપનાર સ્ત્રી (બાળકની માતા) અંધારે સૂતેલી હોવી જોઇયે, એમ સમજવું.

જન્મકુંડળીમાં ત્રણ કે વધારે ગ્રહો નીચના હોય તો સૂતિકા છેક જમીન ઉપર સૂતેલી હતી એમ જાણવું.

જન્મકુંડળીમાં ચંદ્રમા કોઇ પણ સ્થાનમાં શનિની દૃષ્ટિવાળો હોય તો બાળકનો જન્મ અંધારામાં+ થયો છે એમ ધારવું, પરંતુ ચંદ્રને જો રવિ દેખતો હોય તો અંધારે જન્મ થાય નહિ.

વળી જન્મકુંડળીમાં બળવાન સૂર્યને જો મંગળ જોતો હોય તો પણ અંધારામાં જન્મ થાય નહિ.

લગ્ન અગર ચોથા સ્થાનમાં ચંદ્ર હોય તો અંધારામાં જન્મ થયો છે એમ માનવું.

ચંદ્રમા નીચનો થઈ લગ્ને અથવા ચોથે બેઠો હોય તો ભોંય તળીયે જન્મ થયો છે એમ જાણવું.

ચંદ્ર પાપ ગ્રહો સાથે હોય તો જન્મ વખતે માતાને ઘણું કષ્ટ પડયું હતું એમ માનવું.

લગ્નથી સાતમા અથવા ચોથા ભાવમાં પાપ ગ્રહો પડયા હોય તો જન્મ વખતે માતાને પીડા થઈ હતી એમ જાણવું.

શિર્ષોદય રાશિનું લગ્ન હોય તો બાળકનો જન્મ માથાથી થયો છે એટલે ગર્ભસ્થાનમાંથી પ્રથમ માથું બહાર આવેલું છે એમ સમજવું.

---

+ અંધારામાં એટલે કોઇ પણ જાતનો પ્રકાશ નહોતો એમ સમજવું.

પૃષ્ટોદય રાશિનું લગ્ન હોય તો પગથી બાળકનો જન્મ થયો છે એટલે પ્રથમ પગ બહાર આવેલા છે એમ જાણવું.

ઊભયોદય રાશિનું લગ્ન હોય તો પ્રથમ હાથ બહાર આવ્યા છે એમ ધારવું.

પાપ ગ્રહો લગ્નસ્થાનને જોતા હોય તો પ્રસૂવ થતી વખતે માતાને ઘણી પીડા થઇ હતી એમ માનવું.

જન્મ કાળે ચંદ્રમા ૨ અંશ સુધીનો હોય તો દીવાના કોડીયામાં તેલ ભરપૂર હતું. ૧૪ થી ૧૬ અંશ સુધીનો હોય તો કોડીયામાં અર્ધા ભાગનું તેલ હતું અને તે ઉપરના અંશોમાં હોય તો થોડું તેલ હતું એમ માનવું.

જન્મ સમયે સૂર્ય જે રાશિમાં ચાલતો હોય તે રાશિની જે દિશા હોય તે દિશામાં જન્મ વખતે દીવો હતો એમ જાણવું. (રાશિંઓની દિશા વિષે ૯ મા પાના પર જણાવ્યું છે.)

કોઈ ગ્રંથકાર એમ પણ જણાવે છે કે જન્મ વખતે જે પ્રહર-પહોર ચાલતો હોય અને તે પહોર જે દિશામાં હોય તે દિશામાં દીવો હતો એમ સમજવું. પહોર અને દિશાની ગણત્રીની સમજ એવી છે કે દીવસ રાત્રિના ચાર ચાર મળી આઠ પ્રહર ગણાય છે અને ચાર દિશા તથા ચાર ખૂણા મળી આઠ દિશાની ગણત્રી થાય છે. હવે સૂર્ય ઉગ્યાના વખતથી દિશા અને પહોરની ગણત્રી ગણવી. જેમકે—સ્હવારમાં સૂર્ય આશરે છ કલાકે પૂર્વ દિશામાં ઉગે છે અને જન્મ રાતના દશ વાગતાં થયો છે એટલે છઠ્ઠા પહોરમાં જન્મ થયો છે, કારણકે ત્રણ કલાકનો એક પહોર ગણાય છે. હવે પૂર્વ દિશાથી પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, અગ્નિ, નૈરૃત્ય, વાયવ્ય અને ઇશાન એમ ગણતાં છઠ્ઠી દિશા વાયવ્ય આવી તેથી જન્મ વખતે વાયવ્ય ખૂણામાં દીવો હતો એમ માનવું.

જન્મકુંડળીમાં કોઇપણ કેંદ્રમાં રહેલા ગ્રહની દિશા તરફ, સૂતિકાના ઘરનું બારણું હતું એમ ધારવું. જો વધુ ગ્રહો જુદા જુદા કેંદ્રમાં હોય તો તેમાં જે ઉંચ અથવા બળવાન ગ્રહ હોય તે ગ્રહની જે દિશા હોય તે તરફ સૂતિકાના ઘરનું બારણું હતું એમ માનવું. (ગ્રહોની દિશા વિષે ૭૦ મા પાનાપર જણાવેલું છે.)

જો કોઇ પણ ગ્રહ કેંદ્રમાં ન હોય તો કુંડળીમાં જે બળવાન ગ્રહ હોય તે ગ્રહની દિશા તરફ સૂતિકાના ઘરનું દ્વાર જાણવું.

જો કોઇ પણ ગ્રહ કેંદ્રમાં ન હોય, તેમજ કોઇપણ ગ્રહ બળવાન ન હોય તો લગ્નમાં જે રાશિ હોય તે રાશિની દિશા તરફ સૂતિકાના ઘરનું દ્વાર જાણવું.

લગ્નમાં જે રાશિ હોય તે રાશિના ભાગમાં સૂતિકાનું બીછાનું હતું એમ જાણવું: અત્રે મેષ, કર્ક તુલા અને વૃશ્ચિક ઘરના પૂર્વ ભાગમાં જાણવી; મિથુન, કન્યા, ધન અને મીન ઘરના ઉત્તર ભાગમાં; સિંહ, મકર તથા કુંભ ઘરના દક્ષિણ ભાગમાં અને વૃષભ અથવા વરખ ઘરના પશ્ચિમ ભાગમાં જાણવી.

જન્મકુંડળીમાં લગ્ન તથા ચંદ્રના સ્થાન વચ્ચે જેટલા ગ્રહો રહેલા હોય તેટલી સ્ત્રીઓ સૂતિકાના ઘરને વિષે હતી એમ જાણવું.

જન્મકુંડળીમાં ૩-૬-૯-૧૨ એ સ્થાનોમાં દ્વિસ્વભાવ રાશિમાં પાપગ્રહ બેઠા હોય તો સૂતિકાના ખાટલાનો પાયો ફાટેલો, સાંધેલો કે નબળો જાણવો, એ ભાવમાં દ્વિસ્વભાવ રાશિમાં જે શુભ ગ્રહ રહ્યા હોય તો પાયો મજબુત જાણવો; સબબકે ૩-૬-૯-૧૨ એ ભાવને ખાટલાના ચાર પાયા તરીકે કલ્પેલા છે, જેમાં ૩, ૧૨ એ સ્થાનો માથા તરફના અને ૬, ૯ પગ તરફના કલ્પેલા છે.

જન્મકુંડળીમાં લગ્નસ્થાન ઉપર ચંદ્રની દૃષ્ટિ ન હોય અને સૂર્ય આઠમા કે નવમા સ્થાનમાં હોય તો બાળકના જન્મ થતી વખતે પિતા ઘરમાં નહોતો એમ માનવું; તથા ઉપરના યોગમાં રવિ જો ચર રાશિમાં હોય તો પિતા પ્રદેશ ગયેલો છે, જો સ્થિર રાશિમાં હોય તો નજીકના ગામમાં ગયેલો છે, અને જો દ્વિસ્વભાવ રાશિમાં હોય તો માર્ગમાં છે એમ સમજવું.

બાળકની જન્મકુંડળીમાં શનિ એકલો જો લગ્નમાં હોય, લગ્નને ચંદ્ર જોતો ન હોય તોપણ જન્મ વખતે પિતા ઘેર નહોતો એમ જાણવું.

મંગળ જો સાતમા ભાવે રહેલો હોય તેમજ લગ્નસ્થાન ચંદ્રની દૃષ્ટિરહિત હોય તોપણ જન્મ વખતે પિતા હાજર નહોતો એમ સમજવું.

## જન્મકુંડળી જોવા વિષેની સમજુતી.

જન્મકુંડળી જોતાં નીચે જણાવેલી બાબતો ખાસ લક્ષમાં રાખવી જોઇયે.

જે જે ભાવ અથવા સ્થાન પોતાના સ્વામી અથવા શુભગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળા હોય તે ભાવ માટે સારૂં ફળ જાણવું; અને જે જે ભાવો પોતાના સ્વામી સિવાયના બીજા પાપગ્રહોના સમાગમ કે દૃષ્ટિવાળા હોય તો તે ભાવો વિષે ખરાબ ફળ જાણવું, તેમજ જે ભાવમાં શૂભ અને પાપગ્રહ એમ બંને સાથે હોય તો મિશ્ર એટલે મધ્યમ ફળ સમજવું, અથવા સ્થાન ફળ સારૂં અને દૃષ્ટિ ફળ ખરાબ હોય તોપણ મધ્યમ જાણવું.

ભાવનું સારૂં ફળ એટલે ધારો કે છઠ્ઠા ભાવમાં રોગ શત્રુ તથા મોસાળના સુખ દુઃખ વિષે જોવાય છે. હવે તે ભાવમાં પોતાનો સ્વામી રહેલો છે તો તે ભાવ માટે સારૂં ફળ જાણવું, એટલે રોગ શત્રુનો નાશ થાય અને મોસાળ પક્ષથી લાભ પ્રાપ્ત થાય. એ પ્રમાણે દરેક ભાવ માટે સમજવું.

કોઇ પણ ભાવનો સ્વામિ પોતે જેના ઘરમાં બેઠો હોય, તે ઘરનો સ્વામી ત્રિકસ્થાન સિવાય બીજા કોઇ પણ ભુવનમાં બેઠો હોય અને શુભ સમાગમ કે શુભગ્રહની દૃષ્ટિવાળો હોય તો તે સ્થાન વિષે ઘણુંજ શ્રેષ્ઠ ફળ મળે, તેથી ઉલટું હોય તો અશુભ ફળ મળે, અને મિશ્ર હોય તો મિશ્ર ફળ મળે એમ સમજવું.

આ કુંડળીમાં ધન તથા સંતાન ભુવનનો માલીક બુધ, શનિના




ઘરમાં બેઠેલો છે અને તે શનિ ઉપર જણાવ્યા મુજબ ત્રિકસ્થાન સિવાયના ભાવમાછે, એટલે દશમા સ્થાનમાં—પોતાનાજ ઘરને વિષે રહેલો છે. વળી તે બુધ, ઉપર જણાવ્યા પ્રમાણે શુભ ગ્રહ ગુરૂની દૃષ્ટિમાં છે તેમજ શુભ સમાગમમાં એટલે સ્વગ્રહી શનિની સાથે રહેલો છે તેથી ધન અને સંતાન ભુવન માટે શ્રેષ્ઠ ફળ મળવું જોઇયે, પરંતુ સંતાન ભુવન, ઉપર જણાવ્યા મુજબ પાપગ્રહ કેતુના

સમાગમવાળું તથા રાહુની દૃષ્ટિવાળું છે તેથી સંતાન ભુવન માટે સારૂં ફળ નહિ મળતાં નેષ્ટ ફળ મળે, અને ધન ભુવન માટે ઉત્તમ ફળ મળે એટલે ધનનું સારૂં સુખ પ્રાપ્ત થાય એમ સમજવું.

ઉપર બુધ શનિ બંને ગ્રહ સાથે હોવા છતાં તેને શુભ સમાગમં ગણ્યો તેનું કારણ એજ કે એક તો બુધ શનિનો મિત્ર છે, તેમજ શનિ પોતે સ્વગ્રહી છે તેથી શુભ સમાગમ ગણ્યો.

શુભ સમાગમ અને શુભ ગ્રહનો સમાગમ એ બંનેમાં ફેર છે.

કોઈપણ ગ્રહ પોતાના મિત્ર ગ્રહની સાથે હોય, પછી તે શુભ ગ્રહ અથવા પાપગ્રહ હોય—તો પણ શુભ સમાગમ કહેવાય છે, વળી તે ગ્રહ ઉપર મુજબ શનિની માફક ઉંચનો અગર સ્વગ્રહી હોય તો શુભ સમાગમ બળવાન ગણાય છે.

હવે શુભ ગ્રહનો સમાગમ એટલે સાથે બેઠેલો ગ્રહ શુભજ હોવો જોઈયે, પાપગ્રહ હોવો જોઇયે નહિ—તેને શુભગ્રહનો સમાગમ કહે છે. ઉપર મુજબ સાથે બેઠેલો શુભ ગ્રહ જો સ્વગ્રહી અથવા ઉંચનો હોય તો પણ બળવાન શુભ સમાગમ ગણાય છે.

જો સાથે બેઠેલા ગ્રહો પૈકી એક ગ્રહ શુભ અને બીજો પાપગ્રહ હોય તો મિશ્ર સમાગમ ગણાય છે એટલે તેનું ફળ પણ મિશ્ર મળે છે. તેવીજ રીતે સમાગમ શુભ હોય પરંતુ તે ગ્રહ અથવા ગ્રહો ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય તો પણ મિશ્ર ફળ એટલે મધ્યમ ફળ મળે.

ઉપર મુજબ સમાગમ શુભ હોય, દૃષ્ટિ પણ શુભ હોય છતાં બંને ભાવ પૈકી એક પણ ભાવમાં જો પાપગ્રહ રહેલ હોય તોપણ મધ્યમ ફળે છે, જેમકે ઉપરની કુંડળીમાં બુધ ધન તથા સંતાન ભુવનનો સ્વામી થઇ દશમે રહેલો છે. હવે દશમે તે શુભ સમાગમમાં છે તેમજ શુભ ગ્રહની દૃષ્ટિમાં પણ છે, પરંતુ સંતાન ભુવન પાપગ્રહ યુક્ત તેમજ દૃષ્ટિવાળું હોવાથી શ્રેષ્ટને બદલે મધ્યમ ફળ થયું. અત્રે ધન ભુવનમાં પણ જો કદાચ કોઇ પાપગ્રહ હોત અથવા તે પાપગ્રહની દૃષ્ટિવાળું હોત તો લગભગ બાર આની શુભ ફળ રદ થાત, અને જો શુભ સમાગમ કે દૃષ્ટિમાં નહિ હોત તો સંપૂર્ણ શુભ ફળનો નાશ થાત.

હવે ધારો કે જો બુધ, બે સ્થાનને બદલે એકજ સ્થાનનો માલીક હોત અથવા માનો કે તેને બદલે બીજો કોઇ ગ્રહ એકજ સ્થાનનો અધિપતિ થયો હોય અને તે જે ભાવમાં બેઠો હોય તે ભાવમાં પાપ ગ્રહ રહેલ હોય તેમજ તેના માલકીપણાના સ્થાનમાં પણ પાપગ્રહ રહેલ હોય એમ બંને સ્થળે પાપગ્રહો પડ્યા હોય અને સમાગમ પણ તેમજ હોય તથા એકલી દૃષ્ટિજ શુભ હોય તો તે કંઇ પણ અસર કરી શકતી નથી, એટલે તેમું ફળ નરમું મળે છે, અથવા નિર્જીવ શુભ ફળ મળે છે. તેથી સઘળા સંજોગો તપાસી ફળ જાણવું જોઇએ.

હવે ઉપરની કુંડળીમાં કદાચ એમ શંકા થશે કે બુધને ગુરૂની દૃષ્ટિ ગણી ત્યારે શનિને કેમ નહિ ? તેનું કારણ એજ કે શનિને રાહુ સિવાય દૃષ્ટિ હોતી નથી. વળી બીજી શંકા એમ થશે કે ઉપરની કુંડળીમાં બુધ શનિ, રાહુથી બારમે રહેલા છે તો પાછળ દૃષ્ટિ ફળમાં જણાવ્યા મુજબ રાહુ પોતાનાથી ૫–૭–૯ અને ૧૨ મા ભાવને સંપૂર્ણ દૃષ્ટિથી જુએ છે તે પ્રમાણે રાહુની દૃષ્ટિ કેમ નહિ ગણી? ખુલાસો એજ કે એ બાબત ભિન્ન ભિન્ન મત છે. કેટલાકો રાહુની દૃષ્ટિ ગણે છે અને કેટલાકો, રાહુ કોઇ પણ રાશિનો સ્વામી નહિ હોવાથી તેની દૃષ્ટિ માન્ય કરતા નથી; કેટલાકો રાહુની દૃષ્ટિ ફક્ત તેનાથી સાતમાજ ભાવ સિવાય બીજા સ્થાન માટે કબુલ રાખતા નથી. જ્યારે કેટલાકો એમ જણાવે છે કે રાહુની દૃષ્ટિ ફક્ત સ્થાન ઉપરજ હોય છે અને તેથી એ બાબત ગ્રહોના સંબંધમાં લાગુ પડતી નથી. આવા સંજોગો વચ્ચે ધારો કે કદાચ આપણે રાહુની દૃષ્ટિ સ્થાન અગર ગ્રહોના સંબંધમાં કબુલ રાખીએ તોપણ તેની બારમા સ્થાનની દૃષ્ટિનું ફળ કંઈ પણ દમ વગરનું હોવાથી તે મહત્વનું નથી.

જે ભાવનો અધિપતિ પોતાના ઘર થકી ૬–૮–૧૨ મા સ્થાને વિષે રહ્યા હોય તો તે ભાવનું ફળ બરાબર જાણવું નહિ.

જે સ્થાનનો અધિપતિ લગ્ન થકી છઠ્ઠા, આઠમા અથવા બારમા ભાવમાં બેઠો હોય તો તે સ્થાનનું ફળ સારૂં સમજવું નહિ.

છઠ્ઠા, આઠમા અથવા બારમા ભાવના સ્વામીઓ જે ભુવનમાં પડ્યા હોય તે ભાવનું ફળ પણ સારૂં જાણવું નહિ, પરંતુ આ ભાવના

સ્વામીઓ જો શુભ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળા હોય તો કાંઈ સારૂં ફળ આપે છે.

જે સ્થાનનો અધિપતિ પોતાના ભાવથી ૨–૪–૫–૭–૯–૧૦ એ પૈકી ગમે તે સ્થાનમાં રહેલો હોય અને ત્યાં શુભ સમાગમ કે દૃષ્ટિ હોય તો તે સ્થાન માટે ઘણું સરસ ફળ જાણવું.

જે જે ભાવનો સ્વામિ નીચનો કે અસ્તનો હોય અથવા પોતાના શત્રુ ગ્રહની રાશિનો હોય, શુભ ગ્રહની દૃષ્ટિ કે સમાગમ રહિત હોય, વળી તે નેષ્ટ સ્થાનમાં અથવા નેષ્ટ સ્થાનના સ્વામી સાથે બેઠો હોય તો તેને તદ્દન નિર્બળ જાણવો અને પોતાની માલકીવાળા એટલે રાશિવાળા સ્થાનના સુખનો નાશ કરનારો સમજવો.

સૂર્ય ચંદ્ર વિગેરે ગ્રહો જન્મકુંડળી અથવા વર્ષ કુંડળીમાં નીચે જણાવેલાં સ્થાન વિષે રહ્યા હશે તો હર્ષ ઉત્પન્ન કરશે, કારણ કે તે ભાવો તેમનાં હર્ષસ્થાન ગણાય છે;—

બુધ પહેલામાં, ચંદ્ર ત્રીજામાં, શુક્ર પાંચમામાં, મંગળ છઠ્ઠામાં, સૂર્ય નવમામાં, ગુરૂ અગિયારમામાં અને શનિ બારમા ભાવમાં રહેલો હશે તો મનુષ્યને કોઈ પણ રીતે હર્ષ ઉત્પન્ન કરશે એમ જાણવું.

જન્મકુંડળી ઉપરથી જે ગ્રહ, જેવું ફળ આપનાર થયો હોય તેવું ફળ તે પોતાની મહા કીંવા અંતર દશામાં આપશે એમ જાણવું.

ગ્રહોની મહાદશાનાં સામાન્ય ફળ વિષે પાછળ જણાવવામાં આવ્યું છે પરંતુ સ્થાનના અધિકારમાં તેમજ ગ્રહોના સંજોગમાં જો ફેરફાર થતો હોય તો તમામ ફળ ઉલટું થઇ જાય છે. જેમકે, શનિના ફળ વિષે પાછળ ખરાબ જણાવવામાં આવ્યું છે, પરંતુ આપેલ કુંડળીમાં શનિ ભાગ્ય તથા રાજ્યસ્થાનનો માલીક થઈ દશમે પોતાનાજ ઘરમાં રહેલો છે તો તે પોતાની દશામાં ભાગ્ય તથા કર્મનો ઉદય સારો કરશે અને વેપાર ધંધાથી અગર રાજ્યદ્વારથી લાભ આપશે એમ જાણવું.

તેવીજ રીતે રાહુની મહાદશાનું સામાન્ય ફળ ખરાબ જણાવવામાં આવ્યું છે છતાં અત્રે આપેલ કુંડળીમાં રાહુ લાભ ભુવનમાં

રહ્યા છે તેથી પૈસા ટકાથી અગર બીજી રીતે લાભ આપશે છતાં સંતાન ભુવન પર દૃષ્ટિ હોવાથી સંતાનોના સંબંધમાં કંઈક ચિંતા-કારક પરિણામ નીપજાવે અગર પોતાને દૈહિક અથવા માનસિક વ્યાધિથી પરિતાપ રખાવે.

એ પ્રમાણે સ્થાનના અધિકાર તથા ગ્રહોના સંજોગો ખૂબ બારીકાઇથી ધ્યાનમાં લઇ ફળ કહેવું, કારણ કે ફળાદેશ કહેવો એ કાંઇ સહેલી વાત નથી.

જો મહાદશાનો સ્વામી ૬–૮–૧૨ મા ભુવનમાં પડયો હોય તો તે નરસું ફળ આપે છે, વિગેરે ઉપર જણાવેલી હકીકત ખૂબ લક્ષમાં રાખવી જોઇયે.

મહાદશાના સ્વામી થકી અગર લગ્ન થકી જો અંતર દશાનો સ્વામી નેષ્ટ સ્થાનમાં રહેલો હોય તો તે અશુભ ફળ આપે છે. મહાદશા તથા અંતર દશાના સ્વામીઓ હરકોઈ ભાવે સાથે રહેલા હોય તો તેનું ફળ બરાબર મળતું નથી, એટલે સારૂં ફળ હોય તોપણ મધ્યમ ફળ મળે છે.

વળી ગ્રહોના બારે સ્થાન ઉપરનાં દૃષ્ટિ ફળ તથા ગ્રહો અરસપરસ એક બીજાને દેખે તે બાબતનાં દૃષ્ટિ ફળ વિષે પાછળ વિગતવાર લખવામાં આવ્યું છે, તો તેનું ફળ પણ ગ્રહોની મહા કીંવા અંતર દશામાં મળશે એમ જાણવું.

ગ્રહો જે જે ભાવને દેખતા હોય તો તે ભાવનું સારૂં અથવા નઠારૂં ફળ તે પોતાની મહા કીંવા અંતર દશામાં આપશે.

ગ્રહો એક બીજાને દેખતા હોય તો દૃષ્ટાગ્રહ એટલે દેખનાર ગ્રહ, દૃષ્ય ગ્રહની મહાદશામાં જ્યારે તેની અંતર દશા આવે ત્યારે શુભાશુભ ફળ આપશે એમ જાણવું. દાખલા તરીકે ધારો કે મંગળ, બુધને જોતો હોય તો બુધની મહાદશામાં જ્યારે મંગળની અંતરદશા આવે ત્યારે ફળ આપશે એમ દરેક દૃષ્ટા દૃષ્ય ગ્રહને માટે સમજી લેવું.

---

## વર્ષકુંડળીના ફળ બાબત

દરેક વર્ષનું જુદું જુદું ફળ જાણવા માટે દરેક વર્ષની જુદી કુંડળી ઉપજાવવામાં આવે છે અને તે વર્ષ કુંડળી સાથે બીજી પણ કેટલીક બાબતો ચિતારવામાં આવે છે, જેને આપણે વર્ષફળ કહીએ છીએ. વર્ષફળ તૈયાર કરવું એ ગણિતનો કઠીન વિષય હોવાથી તેમજ આ પુસ્તક ખાસ ફળાદેશ સંબંધી હોવાથી અત્રે તે આપેલ નથી. પરંતુ તૈયાર કીધેલાં વર્ષફળ ઉપરથી ફળાદેશ કેવી રીતે જોવું તે નીચે પ્રમાણેઃ—

પ્રથમ વર્ષનો રાજા કોણ છે તે તપાસવું. વર્ષફળમાં **લઘુપંચવર્ગી** એટલે વર્ષના પાંચ અધિકારીઓનો કોઠો આપેલો હોય છે, તે પાંચ અધિકારી ગ્રહો પૈકી જે ગ્રહ વધારે બળવાન હોઈ લગ્નને દેખતો હોય તે વર્ષનો રાજા સમજવો. લઘુપંચવર્ગીમાં પાંચ અધિકારીઓ નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ—

૧ જન્મ લગ્નનો સ્વામી એટલે જન્મકુંડળીમાં લગ્નનો સ્વામી જે હોય તે પહેલો અધિકારી.

૨ વર્ષકુંડળીમાં લગ્નનો સ્વામી જે હોય તે બીજો અધિકારી.

૩ મુંથા જે રાશિમાં હોય તે રાશિનો સ્વામી ત્રીજો અધિકારી.

૪ ત્રૈરાશિક પતિ ચોથો અધિકારી.

૫ દિવા રાત્રિપતિ પાંચમો અધિકારી.

ઉપર મુજબ લઘુપંચવર્ગીમાં પાંચ અધિકારીઓ ઠરાવ્યા બાદ એ પાંચ ગ્રહો પૈકી વર્ષનો રાજા થવાને કોણ બળવાન છે તેનું બળાબળ નક્કી કરવા માટે **વૃહત્ પંચવર્ગીનો** કોઠો ઉપજાવવામાં આવે છે, અને તે ઉપરથી વર્ષનો રાજા નક્કી થાય છે; મતલબ કે એ કોઠા ઉપરથી વર્ષનો રાજા કોણ થયો છે તે માલુમ પડશે.

### વર્ષના રાજા વિષે.

વર્ષ કુંડળીમાં વર્ષનો રાજા ત્રિકસ્થાન અગર નેષ્ટસ્થાન સિવાય કોઈપણ ભાવમાં રહ્યો હોય તેમજ જન્મકુંડળી તથા વર્ષકુંડળીમાં પણ શ્રેષ્ટ બળવાળો હોય તો આખા વર્ષનું શ્રેષ્ટ ફળ સમજવું; જો

મધ્યમ બળવાળો હોય તો મધ્યમ ફળ અને જો તદ્દન નિર્બળ હોય તો આખા વર્ષનું નઠારૂં ફળ સમજવું.

હવે જો વર્ષકુંડળીમાં વર્ષનો રાજા બળવાન હોય અને તે જન્મકુંડળીમાં નિર્બળ હોય તો વર્ષનું ફળ મધ્યમ સમજવું, અથવા વર્ષનો રાજા વર્ષકુંડળીમાં નિર્બળી હોય અને જન્મકુંડળીમાં શ્રેષ્ટ યા બળવાન હોય તો પણ મધ્યમ ફળ સમજવું.

ટુંકમાં જો વર્ષનો રાજા એક સ્થળે બળીષ્ટ અને એક સ્થળે નિર્બળ હોય તો વર્ષનું ફળ મધ્યમ જાણવું.

## મુંથાના ફળ બાબત.

વર્ષ કુંડળીમાં મુંથા જે રાશિમાં બેઠી હોય તે રાશિનો જે સ્વામી હોય તેજ મુંથાનો સ્વામી સમજવો.

વર્ષ કુંડળીમાં મુંથા ૪–૬–૭–૮–૧૨ એ સ્થાનમાં બેઠી હોય તો નેષ્ટ સમજવી, અને તે સિવાય બીજા ભાવમાં રહેલી હોય તો શ્રેષ્ટ સમજવી, તેમાં પણ ૯–૧૦–૧૧ એ સ્થાનમાં રહેલી હોય તો ઘણીજ શ્રેષ્ટ જાણવી એટલે ઉત્તમ ફળ આપે છે.

મુંથા પોતાના સ્વામી અગર તેના મિત્ર ગ્રહની સાથે બેઠી હોય અથવા શુભ ગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળી હોય તો મુંથા શુભ ફળ આપનારી જાણવી; અને પોતાના સ્વામીના શત્રુ ગ્રહની સાથે અથવા પાપગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળી હોય તો નેષ્ટ ફળ આપનારી સમજવી.

વર્ષ કુંડળીમાં જે ભાવમાં જન્મકુંડળીના લગ્નની રાશિ હોય ત્યાંથી ગણતાં ૪–૬–૭–૮–૧૨ એ ભાવ પૈકી કોઇ પણ ભાવમાં મુંથા રહેલી હોય અને તેને પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો મુંથાનું ફળ ઉત્તમ છતાં નષ્ટ થાય છે, પરંતુ જો મુંથા પોતાના સ્વામીની અગર શુભ ગ્રહની દૃષ્ટિમાં હશે તો ઉત્તમ ફળ રદ થતું નથી.

વર્ષના રાજાનું ફળ જોતાં મુંથાના ફળ બાબત પણ તપાસવું જોઇયે. જો વર્ષના રાજાનું ફળ શ્રેષ્ટ હોય, તેમજ મુંથાનું ફળ પણ શ્રેષ્ટ હોય તો આખા વર્ષમાં અનેક તરેહનું શુભ ફળ મળે છે; અને

મધ્યમ હોય તો મધ્યમ અને નેષ્ટ હોય તો વર્ષ ઘણુંજ દુઃખદાયી જાણવું.

ટુંકમાં મુંથાનું ફળ પણ તપાસીનેજ વર્ષનું ફળ કહેવું.

## રાજયોગ અને રાજભંગયોગ બાબત.

વર્ષકુંડળીમાં ભાગ્ય અથવા ધનભુવનનો સ્વામી બળીષ્ટ થઇને લગ્નમાં રહેલો હોય તો રાજયોગ થાય છે.

વર્ષકુંડળીમાં મુંથા થકી સૂર્ય અથવા મંગળ અગર એ બંને ગ્રહો ઉપચય સ્થાનમાં બેઠા હોય તો રાજયોગ થાય છે.

વર્ષનો રાજા અને ગુરૂ વર્ષકુંડળીમાં ત્રીજા અથવા અગિયારમા ભાવમાં રહ્યા હોય અને જન્મકુંડળીના લગ્નનો સ્વામી વર્ષકુંડળીમાં ચોથા ભાવે હોય તો રાજયોગ ઉત્પન્ન થાય છે.

વર્ષકુંડળીમાં લગ્નનો સ્વામી ગુરૂ ઉચ્ચનો હોય અથવા રવિ ઉચ્ચનો થઇ દશમા સ્થાનમાં રહ્યો હોય તો રાજયોગ જાણવો.

ઉચ્ચનો શુક્ર અથવા શનિ વર્ષકુંડળીમાં દશમા સ્થાનમાં હોય ને તેઓ ઉદયના હોય તો રાજયોગ જાણવો.

વર્ષ લગ્ન અથવા ચંદ્ર થકી શુભ ગ્રહો બળવાન થઇને કેંદ્ર કે ત્રિકોણમાં હોય અને પાપગ્રહો ૩—૬—૧૧ સ્થાનમાં હોય તોપણ રાજયોગ જાણવો.

જો વર્ષકુંડળીમાં રાજયોગ ઉપજ્યો હોય અને જન્મકુંડળીમાં રાજયોગ ઉપજેલો ન હોય તો રાજયોગનું ફળ નહિ મળતાં ફક્ત ઉત્તમ ફળજ મળે છે. જો જન્મ તથા વર્ષકુંડળી એ બંનેમાં રાજયોગ ઉત્પન્ન થયેલો હોય તોજ રાજયોગનું સપૂર્ણ ફળ મળે છે.

વર્ષફળમાં લઘુ પંચવર્ગીના પાંચે અધિકારીઓ નીચના કે અસ્તના હોય અને વળી તેઓ પાપગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળા હોય અને સર્વ શુભ ગ્રહો વૃહત્ પંચવર્ગી બળમાં નિર્બળ હોય તો રાજયોગનો ભંગ થાય છે.

રાજયોગ ઉપજેલો હોય છતાં ઉપર મુજબ જો રાજયોગનો ભંગ થતો હોય તો રાજયોગનું ફળ રદ થાય છે અને ઉલટું નઠારૂં ફળ મળેછે.

## ત્રિપતાકા ચક્રનાં ફળ વિષે.

વર્ષફળમાં ત્રિપતાકા ચક્ર ઉપજાવવામાં આવે છે, તે ચક્રમાં ચંદ્રની બરાબર સામે સીધી લીટીએ ( કાંતો, ઉભી અથવા આડી લીટીએ ) જે ગ્રહ આવે તે ગ્રહને ચંદ્ર સાથે વેધ થયો કહેવાય છે.

ચંદ્ર સાથે રવિને વેધ થયો હોય તો તાવની પીડા કરે.

ચંદ્ર સાથે મંગળને વેધ થયો હોય તો લોહી વિકારની પીડા થાય.

ચંદ્ર સાથે બુધને વેધ થયો હોય તો ફત્તેહ અને વિજય થાય.

ચંદ્ર સાથે ગુરૂને વેધ થયો હોય તો સુખશાંતિ પ્રાપ્ત થાય.

ચંદ્ર સાથે શુક્રને વેધ થયો હોય તો લક્ષ્મી મળે.

ચંદ્ર સાથે શનિને વેધ થયો હોય તો દુશ્મનો ઉભા થાય.

ચંદ્ર સાથે રાહુને વેધ થયો હોય તો રિષ્ટ તુલ્ય પીડા કરે, અથવા પૈસાનું સખ્ત નુકસાન અગર બેઆબરૂ કરે.

ટુંકમાં ચંદ્ર રાહુનો વેધ કોઈ પણ રીતે ઘણુંજ ખરાબ ફળ આપે છે.

---

## વર કન્યાનો મેળ જોવા વિષે.

વિવાહ અથવા સંબંધ કરતી વખતે વર કન્યાનો સારી રીતે મેળ રહેશે કે નહિ તે વિષે ઘણી બાબતો જોવાય છે; પરંતુ તેમાં નીચે જણાવેલી ત્રણ બાબતો ખાસ કરીને તપાસવી જોઇયે.

૧. પ્રથમ બાબત વર કન્યાની હયાતી વિષે એટલે વરને પાઘડીયે અને કન્યાને ઘાટડીયે મંગળ છે કે નહિ તે તપાસવું જોઇયે.

વરની જન્મકુંડળીમાં પહેલા સ્થાનમાં એટલે લગ્ન સ્થાનમાં અથવા લગ્નથી ચોથે, સાતમે, આઠમે અથવા બારમે એટલા સ્થાનો પૈકી કોઇપણ સ્થાનમાં મંગળ પડયો હોય તો વરને પાઘડીએ મંગળ છે એમ સમજવું.

ઉપર મુજબ જો કન્યાની જન્મકુંડળીમાં મંગળ હોય તો કન્યાને ઘાટડીયે મંગળ છે એમ જાણવું.

જો વરને પાઘડીયે મંગળ હોય અને કન્યાને ન હોય તો તે બેનો સંબંધ કરવો નહિ, કારણ કે કન્યાનો નાશ થાય, અને એ પ્રમાણે જો કન્યાને ઘાટડીયે મંગળ હોય અને વરને ન હોય તો વરનો નાશ થાય.

જો વર તથા કન્યાની જન્મકુંડળીમાં મંગળ મેષ રાશિનો થઇને લગ્નમાં રહ્યો હોય અથવા વૃશ્ચિક રાશિમાં ચોથા ભાવમાં રહેલો હોય અથવા ધન રાશિમાં ૭–૮–૧૨ એ ત્રણ પૈકી કોઇપણ સ્થાનમાં બેઠો હોય તો વર કન્યાનો સંબંધ કરવા કંઇ દોષ થતો નથી.

વિશેષમાં જો વરને મંગળ હોય અને કન્યાને ન હોય પરંતુ કન્યાની જન્મકુંડળીમાં ૧–૪–૭–૮–૧૨ એ ભાવ પૈકી કોઇ પણ ભાવમાં શનિ હોય તો પણ બંનેનો સંબંધ થવા દેવા કંઈ હરકત નથી, કારણકે શનિ મંગળની બરોબરી કરે છે.

૨. બીજી બાબત વર કન્યાના ગણ મેળવવા જોઇયે. દેવગણ, મનુષ્ય ગણ અને રાક્ષસ ગણ એમ ત્રણ ગણ છે; અને તે વિષેની સમજ ૧૪૪–૧૪૫ પાને આપવામાં આવી છે માટે અત્રે ફરીથી લખવાની જરૂર નથી.

૩. ત્રીજી બાબત વર કન્યાના વર્ણ તપાસવા જોઇયે. વર્ણની બાબત,–રાશિઓના વર્ણ અને તે વિષેની સમજ–એવા મથાળા હેઠળ ૧૦ મા પાનાપર આપવામાં આવી છે, તેથી તે વિષે પણ અત્રે ફરી દર્શાવવાની જરૂર નથી.

આ સિવાય બીજી બાબતો પણ મેળવાય છે, પરંતુ જો ઉપરની ત્રણ બાબતો મળતી આવતી હોય તો બીજી બાબતો માટે દોષ ગણવામાં આવતો નથી.



# પી. પી. રેળે અને કંપની.

## રબર સ્ટેંપ મેકર્સ અને એન્ગ્રેવર્સ વિગેરે.

૧૭૯ કાલકાદેવીરોડ, મુંબઇ.

જાતજાતના રબરી સીક્કાના નમુના પેટી, બ્રશ અને સાહી સાથે નીચેની કીંમતમાં મળશે.

નં. ૬૦૧ રૂ. ૩-૮-૦




નં. ૮૬૬ રૂ. ૩-૮-૦

कृष्णाजी गणेश जोशी,
पुणे, पेठ रविवार, मोती चौक
नाशिक व सांगली येथील
भांड्यांचें दुकान.

વાસણો માટે પીતળનાં સીલ.





અંગુઠા છાપ.

દસ્તાવેજ જેવા કીમતી કાગળો પર અભણ લોકોના અંગુઠા છાપી લેવામાં બહુજ ઉપયોગી પડે છે.



અંગુઠાની નિશાની હોવા વગર તે કાગળ કાયદાસર થતો નથી. નં. ૧ ( સામાન સાથે ) કીંમત આના ૧૨ નં. ૨ રૂ. ૧-૦-૦ નં. ૩ રૂ. ૩-૦-૦ નં. ૩ની સાથે પ્લેટ, રબરનો રોલર, શાહીની શીશી અને છુરી આવશે.




એક નાની પેટી વિજળીની લાનટ સાથે રોજ થોડીવાર સુધી બળતી રાખવાથી ઘણા મહીના ટકે છે. કીં. રૂ. ૧૦ તથા ઇલેક્ટ્રીક બાયબેટરી, પોકેટ લેમ્પ અને કૉલબેલ વિગેરે અમારે અહીંયાં મળશે.

# પ્રશ્નફળ.

આ બુકમાં પ્રશ્ન જોવાની વિવિધ રીતીઓ આપેલી છે, અને તે એવી તો સરળ, સિદ્ધિ અને સહેલી છે કે દરેક મનુષ્ય કોઈ પણ વખતે પોતાના મનમાં ઉત્પન્ન થતા કોઈ પણ જાતના પ્રશ્નનો ખુલાસો પોતાની મેળેજ જાણી શકે છે. કિંમત રૂા. ૦-૪-૦.

કર્ત્તા.

---

# વખત વખતની છાયા.

સંસારમાં સઘળો વખત સરખો હોતોજ નથી—વખત વખતની છાયા બદલાયાજ કરે છે તે બાબે આ બુક સારૂં અજવાળું પાડે છે. આ બુક કાવ્યમાં રચાયલી છે. કીંમત રૂ. ૦-૪-૦.

---

# સુરતની સુંદરી અથવા રમણસુંદરી.

આ પુસ્તકમાં વિશુદ્ધ તથા દોષિત પ્રેમનું પરિણામ, અનહદ પ્રેમથી થતી હાની, સોનેરી ટોળીની સ્ત્રીઓનો નમુનો, નાયકાઓની સંગતનું ફળ, શ્રીમંતોના સંતાનોની રીતભાત, બાટલી ભકતો—દારૂ પીનારાઓની મ્હોંકાણ, પૈસાના માટે દુનિયામાં થતાં પાખંડ, આજની પોલીસના પ્રપંચો, ચડતી પડતી, કર્મની લીલા વિગેરે પૃથક્ પૃથક્ વિષયો આલેખવામાં આવ્યા છે. કિંમત રૂ. ૧-૦-૦

ઉપરનાં ચાર પુસ્તકો કર્ત્તા અથવા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

---

ચાર આના સુધીની કીંમતનું પુસ્તક દોઢીયાવાળી પોષ્ટ ટીકીટો મોકલી કર્ત્તા પાસેથી મંગાવી લેવું. વી. પી. પી. થી મોકલશું નહિ તેથી વધુ કિંમત હશે તો વી. પી. પી. થી મોકલશું.

જ્યોતિષની બુકના સંબંધમાં કોઇને કંઇ પણ ખુલાસો પૂછવો હોય તો રીપ્લાય કાર્ડ અથવા ટીકટ મોકલવી. કર્ત્તા.